# સલુકની દીકરીનું જરા કોહું તો જુવો!

પારસીઓની સંસારી હાલતનો ચીતાર આપ-
નારી અને સ્ત્રીઓની સારી માઠી વરત-
નુકથી ઘેરને થતા ફાયદા ગેરફાયદા
દેખાડનારી

**સંસારી રમુજી વારતા.**

જાનેવારી ૧૮૮૦ થી જુન ૧૮૮૦ સુધીનાં
"દાતરડું" પતર ઉપરથી.

( બીજી આવૃતી. )

**મુંબઈ મધે**

મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ
છાપયું છે.

સને ૧૮૮૬ ઈસવી.

# સ૭૦૯

## સલુકની દીકરીનું જરા કોહું તો જુવો !

"મરૂં મારી સલુકની દીકરી ! મારી ડાહી દીકરી ! મારો ગહવેર દીકરી ! પણ શું કરયે માય ? જાંહાં મુવું નસીબજ આરૂં થાયું, જાહાં મુવાં હાથનાં લાગતાંજ કમજાત મલયાં તાંહાં તેનો શું આસરો ? અખઇ રહી તે તો ઘણાબી ઓરતા કરેચ કે મહીરે રેહી મહીરાંને સુખી કરે. કેહેતી ઓવરાણી તે તો ઘણાબી અબખરા કરેચ કે સાસરે જાઈ સાસરે ઘેર લીલાંલેહેર કરે. પણ તેમ થાએજ કેમ માય ? અભાગણીની દેહે જોઇયે તો ભાગેલાં હાંલ્લાં જેવી; અભાગણીનું ખાવાનું જોઇયે તો ચક્લીના દાણા જેટલું; અભાગણીનો સવભાવ જોઇએ તો બરીયલ છાણાં જેવો. તેબી માય સંખુ વણાઈ જાતે, જો મુવાં તેનાં હાથનાં લાગતાં પાધરાં હોતે તો. અભાગણીને મહીરે ઘેર જોઇયે તો ભાઇ ભોજાઇનું દુખ; સાસરે ઘેર જોઇયે તો સાસુ સસરાનો જુલમ. અભાગીયો તેનો ધણી થાતોબી જરા સુજ ગુજનો હોતે તો હું એટલાં બરી મરતે નહી. હું

રાત ને દીસ એનાજ બલાપામાં તવાઇ ગલાઇ જાઊંચ. એ દીકરી વરે તો મારૂં જીવતર છે. મારે મનથી એ દીકરી નહી પણ દીકરો છે. માય એની મદદના જીવને કંઇ થાશે કેની તો હું તો મારો જીવ કહાડી પછાડી નાખશ જો! બધો જીવ આપી દેઊં રે એને! મરૂ મારી સલુકની દીકરી!"

દોલીબાનાં ધનબાઇજી પોતાનાં ઘરમાં રહેલી ભાડુતણીઓ આગલ એ મુજબ પોતાનાં દીલના ઉભરા કહાડે છે. તેમના આ ઊભરા જોઇને વાંચનારી બાઇઓને તેમની ઉપર દયા લાગશે, અને તેણીઓ જાણવાને ખંટી થશે કે, ધનબાઇજીની આ "સલુકની દીકરી" કોણ છે હમો તેની ઓલખાણ કરાવયે છઇયે. ધનબાઇજીની આ સલુકની દીકરીનું નામ હીરાંબાઈ કરીને છે. પણ માયની તે એકલી, લાડકી અને વલી "સલુકની દીકરી" હોવાથી ધનબાઈજી તેને હમેશ "હીલ્લાં" એવાં લાડકાં નામથીજ બોલાવે છે. તેણી વીસ વરસની ખીલતી જુવાંનીએ પુગેલી છે. તેણી પરણેલી છે પણ કીયાં પરણેલી છે તે આપણે હવે પછી જોઇશું. તેણી કેવી હાલતમાં છે—સુખી છે કે દુખી—તે તો ધનબાઇજીના ઊપલા બલાપામાં આપણે જોઇ ચુકાં. પણ હવે હીલ્લાંને પોતાને

જોઇને આપણે ખાતરી કરયે કે તે ખરેખર તેવીજ છે કે નહી.

હજુ તો ધનબાઇજીના ઊપલા બલાપાનો જવાબ દેવાને તેવણનાં ભાકુતો પોતાના હોટ પટપટાવે છે, તેટલે આપણાં હીરાંબાઈ પોતે તયાં આવી લાગાં. તેવણે માથે તાણીને એક કાલા રંગનાં કપડાંનો પાટો બાંધેલો છે. વાંચનારી બાઇઓએ ધીઆનમાં રાખવું કે, હીરાંબાઇ પોતાને "સદાનાં માંદાં" ગણેછે, અને તેથી તેવણ ઘણું કરીને ઘરમાં બારે માસ માથે પાટો બાંધેલો રાખે છે. વલી તેવણના પગમાં ગરમ ઇસતાકીંગ પેહેરેલાં છે. અંગમાં ફલાનલનું બદન છે. તેવણ ધીરે ધીરે કાંસતાં કુસતાં મોડું કચવાવતાં આવયાં. આવતાંને વાર જાણે કેવીએક થાક ચહડી હોય તેમ ફસડાઇને માયની આગલ બેસી પડયાં. તેમને જોતાંજ માયનો જીવ સુકાઈ ઊગાઇ ગયો. તેવણ તેમનો બરડો પસવારતાં અને તેમના હાથ પગ ચાંપતાં બોલયાં—"દીકરી હીરુલાં, કાંય મદઈ કુહુરેચ કાંય ? શું છે તારા જીવને ?"

હીરાંબાઇએ આ સાંભલતાં મોડું તો એવું કીધું કે જાણે તેવણને જવાબ દેવાનીબી શકતી નથી. તોપણ તેવણ હંમેશ પોતાનાં માયના સખુનને માન આપતાં આવયાં છે, અને

તેથી તેવણના સ્વભાવનાં માન ખાતર તેવણ બોલ્યાં-"નહી રે માયજી, જીવને શું હોય વલી મને કંઇ નથી. તમે ના અમથા જીવ બાલયા કરો. જે મુવાંને જીવ બાલવાના છે તેઓની અલાબલાને નહી, ને તમે બીચારાં શું કરવા અમથાં રનમસ થાવોચ ?"

એટલું બોલતાંજ હીરાંબાઇએ આંખના ડોલા વીચી દીધા અને હાથ વટે માથું દાબવા માંડયું. તેવણને ઘણોએક દીલાસો આપવા પછી ધનબાઇજીએ પુછયું-"દીકરી, તેં કંઈ મોંડામાં નાખયું કે ?" આ બોલો સાંભલતાંજ હીરાંબાઇએ જાણે વામીટ થતું હોય તેમ મોડું કવડું કીધું, અને ના કેહવાને બદલે માતર "ચટ" કરીને જવાબ દીધો. તેથી ધનબાઇજી જરા તણાઇને બોલયાં-"દીકરી, તું એમ શું મદઇના સીના સેરવેચ ? એમ ખાવા પીવાનુંબી મેલી દેશે તો પછી જીવશે કેમ ?" ધનબાઇજીનાં આ બોલવાને ટેકો આપવાને તેમના ભાડુતોમાંનાં એક મકાઇ બોલયાં-"હીરાંમાય, તમે એમ ના કરો. મદઇના જીવને નહીં ગમતું હોય તોબી થુકબાચક ખાવાનું તો રાખો, મુવું ખાધા પીધા વગર તો પેટમાં આકરવીકર થાય ને ઊલટું દુખ વધે." આથી ધનબાઈજીને હીમત આવી, અને તેવણ બોલયાં-"જોવ માય

તમારૂં પેટ તારૂં. તમો સમજોચ તો ભુલ ભાં-જોચ કેની ? જો દીકરી હીલ્લાં, હવે મારૂં નહી, તો પરાયાં માણસનું તો કહયું માન, ને બુક બાચક મોંડામાં નાખીને જીવ ઠેરવ."

હીરાંબાઇ ખાવાનાં તો મુદલ હતાંજ નહી, પણ જયારે માએ અને માસીને તોલનાં ભાઉતે એવી એવી ઘણી ઓંહોંસ અને સાથે કાકલુદી કીધી, તયારેજ તેવણે એક બે બુક મોંડામાં નાખવાને કબુલ કીધું. તેવણને ખવાડવા માટે ધનબાઇજી તયાંથી ઊઠયાં. મકાઇ અને બીજી ભાઉતણીઓ પોતાને ઠેકાણે ગઇ, અને આ બંને માય દીકરાં પોતાની રાંધણીમાં ગયાં. તયાં ખાવાની જે જે વાણી હતી તે ધનબાઇજીએ હીરાંબાઇને દેખાડી. તેમાંથી હીરાંબાઇએ કંઇજ નહીં લીધું, કંઇજ નહીં ખાધું, પણ માતર ઘઊંની એક ગુરા રોટલી, રોસ કીધેલી મરઘીના તરણ ચાર કટકા અને તરેલો એક છમણો લઇ જેમ તેમ કરી ગલે ઊતારયું. તે પછી જરા પેટમાં ઠંડક વલે કરીને માએ થોડા કરી ચાવલ આપયા તે સેરવયા. આવી રીતે બે બુક ઊછાલવાથી તેવણનું મોડું બગડયું હશે, એવું ધારીને ધનબાઇજીએ મોડું સમારવા માટે તેવણને થોડો મુરબો આપયો, જે ઠંડીના દહાડામાં ખાવાને માટે તુરતનોજ બનાવેલો હતો. તે

જોકે હીરાંબાઇ ખાવાનાં તો નહીંજ હતાં, તોબી માયના સખુનને ખાતર ધીરે રહીને સઘળો પેટમાં ઉતારયો, અને કંટાલીને બોલયાં કે-"માંયજી હવે બસ !" પણ માયનો જીવ તે કંઇ રહે ? તેવણનાં એક સગાંને ઘેરથી એક મોટું "કરીસટમસ કેક" આવેલું હતું, તેમાંથી પા રતલ જેટલો એક કકડો કાપીને આપયો તે બી હીરાંબાઇ ના કેહતાં ગયાં ને સવાદ લઇ લઇને ખાતાં ગયાં ! પણ આ સઘલી ચીજો મીઠી હતી; તે ખાવાથી હીરાંબાઇનું મોંડું વધારે બગડયું. તેથી તેવણે મોંડાનો સવાદ વાલવા માટે કંઇ ખાતી ખારી ચોજ માંગી. સારે ભાગ્યે તે તઇયારજ હતી. આ કેકનીજ સાથે કેટલીક ફરૂટ અને સુરતી પનીર આવેલાં હતાં. તેનો ખુમચો એમનો એમ માએ દીકરીની આગલ ધરયો. તેમાંથી આ "સલુકની દીકરીએ" કંઇજ નહી ખાધું, પણ બે પનીર ખાધાં; અને આઠ દશ લીલી દરાખ, એક બે કમલા બે તરણ સંતરા, એક કેલું અને એક દાડમ માતર વારા ફરતી મોંડામાં ઉછાલયાં. પણ તેથીબી હીરાંબાઇનાં મોડાંનો પટ વલયો નહીં. તેવણનાં મોંડામાં ફીકપરફીક આવવા લાગી. તે બંધ કરવાને માટે માએ કેટલોએક સુકો મેવો હાજર કીધો, અને તેમાંથી દીકરીએ બદામ, પસતાં, દરાખ, અં

જીર અને જરડઆલુને સારી પેઠે ઇનસાફ આ પયો. એ પછી કંઇબી વધુ ખાવાને હીરાંબાઇ એ સોગંદ ખાઇને ના કહયું; અને છેલે પી વાનું પાણી માંગયું.

પણ ધનબાઈજી તેથી છક્કણી પડયાં. તેવણે કહયું કે, "દીકરી, તું તો કંઇ સમજતીજ નથી. એમ તે કંઈ પાણી પીવાનું હોએ ? તેં ખાઇ ખાઇને ખાધું શું કે વલી પાણી પીશે ? ખાલી પેટમાં પાણી જાય તો પેટ ઉપસીને પવન થાય!" આ ડાકટરી વાત હીરાંબાઇનાં ધયાનમાં તુરત ઉતરી. તેવણ પાણી નહીં પીવાને કબુલ થયાં, પણ "તયારે તરસે જીભ સુકાઈને જીવ તણાઈ આવેચ તેનું કેમ ?" એવો સવાલ તેવણે પુછ યો. માએ તે સાંભલતાંજ સોડાવાટર અને લે મનેડની શીશીઓ હાજર કીધી, પણ તે હીરાં બાઇને ગમી નહીં; અને બોલયાં કે, "માયજી જો હોય તો એક ટાનીક વાટરની શીશી પાવો કે પેટમાંનો બોઝાર જરા હેઠો પડે !" આ સાંભલ તાંજ માએ ટાનીકની શીશી મંગાવી હાજર કીધી. તે પીતાંજ હીરાંબાઇએ એક "ઘરરર" કરી મોટો અટકાર ખાધો. આ અટકાર તેવ ણનાં પેટમાંથી એવો જવાબ લાવયો કે, હવે બસ કરો, પેટમાં એક ઇંચનીબી જગા ખા લી નથી !

અહી હીરાંબાઇને ધનસાફ આપવા ખા તર વાંચનારી બાઇઓને જણાવવાની હમો જરૂર જોઇએ છે કે, તેવણે કંઇ પોતાનાં માનો સખુન માનીને આએજ વેલા એવી રીતે બુક બાચક ખાધું છે એમ સમજવું નહી; તેવણ હંમેશ એજ મુજબ જમતાં આવેલાં છે.

એવી રીતે બુકબાચક ખાધાથી જેમ હીરાંબાઇનો પોતાનો જીવ હેઠે પડયો તેમજ તેવણનાં માનો જીવ પણ હેઠે પડયો. પછી તે વણે કહયું કે, "દીકરી હીલ્લાં, હવે જરા પલંગ પર હોઠી પોઢીને લેટી જા. મદઇ કયારની ઠાકી હાંફી ગઇચ તે જીવને જરા કરાર થાય." હીલ્લાં પોતાનાં માતાજીના સખુનને માન આપી તુ રત ઊઠયાં, અને કાંસતાં કુસતાં જઇને છતરીનાં પલંગપર લેટી ગયાં.

હીરાંબાઇ બુકબાચક મોડામાં નાખીને જે વાં પલંગપર લાંબા થઈ લેટી ગયાં તેવાજ એક તરફથી તેમનાં મા ધનબાઇજી તેમને બંદુસ અને ગોદરૂં ઓઢાવવા મંડી ગયાં, અને બીજી તરફથી હીરાંબાઇ પોતે તેવણને પુછવા લાગાં કે, "જુવોની માયજી, મારૂં અંગ ગરમ છે કે ઠંડું? જુવોની મારાં મોડાં ઉપર બોખાર દે ખાયચ કે નહીં? જુવોની વારૂ મારા હાથ પગ કલેચ કે નહી?" ધનબાઇજી જોકે ડાકટર

તો છેજ નહી તોપણ હીરાંબાઇનું શરીર તપાસી બોલયાં—"અરે દીકરી, બોખારનું શું પુછેચ! બોખાર તે કંઇ મુઇ બોખાર જેવી બોખાર! નરી જાણે તારાં દીલમાં તો આગ સલગીચ. તેનો તાપ તો મારાં દીલમાં વઠીક લાગેચ. મરેરે મરે! કયારે તારી મદઇનો દફડો પઓરાઈ જાશે!" આથી હીરાંબાઇનો કાસણ કુસણમાં વધારો થઇ પડયો, અને ધનબાઇજીનો જીવ ઉડી ઊડી જવા લાગો. હવે કરવું કેમ તેના વીચારમાં તેવણ ગભરાવા લાગાં. પણ તેટલે ખોદાની મેહરબાનીથી દાદરપર ધરધર ચહડતા ડાકટર સાહેબ આવી લાગા.

આ ડાકટર સાહેબ પોતાના ધંધાની ફરજ બજાવે તે આગમજ, વાંચનારી બાઈઓને હમો તેમની સાથ ઓલખાણ કરાવી આપીયે છઇયે. આ ડાકટર જાતે ફરંગી છે. તેવણનું નામ ડી૦ એકસ૦ પડેરા કરીને છે. તેવણ ધનબાઈજીને ઘેરના ખાસ ડાકટર છે. હીરાંબાઇની "સદાની માંદગી"થી કંઈજ નહી તો તેવણે થોડાક વરસમાં હજારેક રૂપયાનો તડાકો મારયો હશે. તેવણ જોવા આવયા કે હીરાંબાઇનો ઓરડો તેમનાં ઘેરની ભાકુતણીઓથી ભરાઈ ગયો, અને આખાં ધરમાં કલબલાટ થઇ રહયો. ડાકટરને આવતા જોતાંજ હીરાંબાઇએ

ઊઠીને બેસવા માંગયું. પણ તેવણનો જીવ બગડી આવે માટે ધનબાઈજીએ તેવણને તેમ કરતાં અટકાવયાં, અને ડાકટર સાહેબ પણ બોલયા—"અછા, હીલ્લાંબાઈ, મત ઉઠો, મત ઉઠો; સો રહો." એ પછી ડાકટર સાહેબે સોનાનું ઘડયાલ કહાડીને તેમાં ઘણીજ ગંભીરાઇથી જોવા સાથે હીરાંબાઇની નાડ તપાસવા માંડી; નાડ જોઇને જીભ તપાસી; જીભ તપાસીને ભુંગલી મેલી છાતી પણ તપાસી; અને છાતી તપાસયા પછી વલી છાતીપર આંગલી ઠોકી જોઇ; તે પછી વલી હીરાંબાઈની આંખના ડોલા ચાંરીને જોયા. તયાર બાદ છેલે તેણે હસતું મોડું કરીને ડોક હીલવયું, અને ડોક હીલવીને પુછયું—"અછા, હીલ્લાબાઇ, તુમેરી તબીયત કએસી હે ?" હીરાંબાઇએ જવાબ દીધો (અલબતે કાંસીને)—"ડાકટર સાબ, મેં તો વેલ હે, પણ દેખો સાબ, જરા મારા જીવકુ બોત અનઈજી હે ! થોરા હમકા જીવકુ કુચ ગમતા નહી, ને તેથી હમ બોત અનવેલ રેહતા હું ! ડાકટર સાબ, હમકુ કુચ સમજ નહી પરતા કે હમ કયા કરયે !"

વાંચનારો બાઇઓએ અહીં ધયાનમાં રાખવું કે, હીરાંબાઇ જેમ તેમની માની એક "સલુકની દીકરી" છે, તેમ ઘણી ચબરાક. થી-

એલી ભણેલી તથા બધી વાતે પાહાવરદી દીકરી પણ છે. તેવણને ગુજરાતી બીજી અને તરીજી ચોપડી આવડે છે, તથા અંગરેજીમાં "ડાગ" એટલે "કુતરો" ને "કોક" એટલે "મરઘો" એ સઊ આવડેછે. તેથી તેવણ તેમજ તેવણનાં મા માનેછે કે, તેવણ અંગરેજી અને તે સાથે વલી હીંદુસતાની ભાષા પણ જાણે છે; અને તેથી હીરાંબાઇ પોતાના ડાકટર સાથ વાત કરતાં હંમેશ આ બંને ભાષાનો ખીચડો કરીનેજ બોલતાં આવેલાં છે. હમણાં પણ તેવણે તેવીજ વેલાતી–હીંદુસતાની ભાષામાં ડાકટરને જવાબ દીધો. તેમાં તેવણે પોતાને "વેલ" જણાવયાં તો ખરાં, પણ તે તેવણનાં માને ઓછું પડયું તેથી તેવણ વચ્ચે તાપસી પુરી ઉઠયાં,–"નહી ડાકટરજી, હીલ્લાં કંઈ વેલ બેલ નથી. એની મદઇનો જીવતો ઘણોજ બગડેલો છે, પણ આપણને હીમત આપવાને માટે એ તો હંમેશાં એમ બોલેચ."

ડાકટર સાહેબ બોલયા–"કુચ ફીકર નહીં, કુચ ચીંતા નહી; ડરો મત; હીલ્લાંબાઇકુ અમ જલદી અછા કરેગા. લેકીન ઇને કુચ ખાના ખાયા ?"

**ધનબાઇજી**–નહીંરે ડાકટર સાબ, ખાનું શું ખાવાનું બરયુંચ ? અમથું સેજ કંઇ બુક બાચક મોડાંમાં નાખયુંચ !

ડાકટર–અછા, કીયા ખાયા ?

ધનબાઈજી–બે બુક ઘઊંની રોટલી !

ડાકટર–અછા, દુસરા કુચ ?

ધનબાઈજી–બે બુક કરી ચાવલ !

ડાકટર–અછા દુસરા કુચ ?

ધનબાઈજી–જરા મરઘીની કરચ !

ડાકટર–અછા, દુસરા કુચ ?

ધનબાઈજી–જરા લગાર મુરબો ને કીસમીસ કેકની કરચ !

ડાકટર–બસ, ઇતનાહી ? દુસરા કુચ ?

ધનબાઈજી–સેજસાજ ફ્રૂટ ને મેવાના બે ચાર દાણા !

ડાકટર–છટ છટ છટ ! ઇટના કીયા બીસાદ ? કુચ જાસતી ખાંલાના ચહયે. ખાયગા નહી જબ અછા કીયા હોવગા ? ખાયગા નહીં જબ મર જાયગા.

ધનબાઈજી–પણ ડાકટર સાબ, નહીંજ ખાય તયારે હું શું કરૂં ? કંઈ નાલું બચ્યું હોય તો મારીનેબી ખવાડું.

ડાકટર—કુચ ફીકર નહીં, કુચ ચીંતા નહીં; આજ અમ દુસરી દવા દેગા. એ દવા બોત અછીહે. ઉસમે "ટાનીક" આયગા. ઉસસે બોત ભુખ લગેગા; ઓર હીલ્લાબોઇ અછી તરેહસે ખાના ખાયગા.

એ મુજબ કહી ડાકટરે ચરચર દવા લખી આપી, અને ધનબાઇજીએ ફેરાના બે રૂપયા આપયા તે લઇ તેવણ હસતે મોંડે ચાલતા થયા.

પણ હજુતો આ ડાકટર સાહેબ હેઠા ઉતરી રહયા નહી તેટલે હીરાંબાઇની બીમારી જોવા આવેલાં બઇરાંઓ તેની ઉપર ટીકા કરવા મંડી ગયાં, અને તેનો "હાથ સારો નથી" તથા તેની "દવા તો ગરમ" છે, એવાં એવાં મત આપવા લાગાં. એટલુંજ કરીને તેઓ અટકયાં નહીં, પણ હીરાંબાઇને તેમની આ ભયભરેલી માંદગીમાંથી સારાં કરવા માટે જુદા જુદા ડાકટરો, વઇદો અને હકમજીઓને બોલાવવાની ભલામણ અને બોહસાબોહસ કરવા લાગાં. મકાઈ ડોસાં કહે કે, "ઇસપોટાલના મોટા ગોરા ડાકટરને બોલાવો; તેના વગર હીરાંબાઇનુ દુ:ખ સારૂં થવાનું નથી." તયારે કુરાઈ કાકી કેહે કે, "તે તો નામનોજ મોટો ડાકટર છે માય. તેનેથી તો ભુંજયો પાપડબી ભાગતો નથો. મારી દીકરીના નરણવઇના ભતરીજાની છોકરીને એવીજ માંદગી લાગેલી ઊતી, તેની દવાઈ એ ઇસપીટાલના ડાકટરે ઘણીબી કીધી પણ કંઇ વલધું નહીં. તેથી અંતે કુકરાગલીમે વાલા પેલા વોહોરા ડાકટરને બોલાવયો, તેણે તરણ દહાડામાં તેને ફરતી હરતી કરી આપી. વાસતે માય

તમે બધી વાત રેહેવા દઇને તે વોહરાનેજ તેડા વો. તેનો હાથ ઘણોજ સારો છે." પણ આ વાત ભોંયતળયે વાળાં આશીબાઇને પસંદ આવી નહી. તેવણ ટચકો કરીને બોલયાં—"મુવો રે તે વોહરો; તેતો મુવો નામનોજ મોટો છે. તે સઘલાની વાત માંડી વાલો ને હજુ બીલાડા ગલીમે વાલા પેલા હીંદુ કાણા વઇદને બોલાવો; તે એકજ પડીકામાં પાર કરી મેલશે. અબઈ રેહી મારો જેઠાણીની નરણની દીકરીની મદઇને કંઈ ઊતુંજ નહીં ને સંધી વાત ઘડીપલ પર ઉતી, પણ એ વઇદેજ તેને સારી કરીને જશ લીધો." હજુ તો આશીબાઇ પોતાની વાત પુરી કરી રહયા નહી તેટલે કાતરયાપર રહેનાર બાનુ નજાઇ બોલયાં—"માય એ બધાં ફાંફાં છે, બધું માંડી વાલો તમે મુગાં મુગાં પેલા પારસી ડાકટર નશવાનશાહનેજ બોલાવો. તેવણ ઘણાજ હુશયાર છે, ઘણાજ ભપકાદાર છે ને વલી પાલખીમાં બેસીનેજ ફરેચ. વાસતે તેના હાથ વગર હીરાંબાઇનો શુકરવાર થવાનો નથી."

હીરાંબાઇને તેમની માંદગીમાં જોવા મલેલાં તેમનાં ભરભાડુ તથા મોહલામાંનાં બઇરાંઓની સભા તરફથી જુદા જુદા ડાકટરો, વઇદો અને હકીમજીઓને બોલાવવાની ઉપલી અરધો ડજન દરખાસતો મેલાઇ, તેમાંની એકાદ કદાચ

પસાર થઈ જાત, પણ તેટલે હીરાંબાઈના મામા નશરવાનજી આવી લાગા. હીરાંબાઇના આ મામા આપણને ધયાનમાં રાખવા જોગ છે. તેવણ અધીર ઊંમરના અને જમાનાના ખાધેલા છે. તેવણની ઉપર દુનયાની લીલી સુકી ઘણી પડેલી છે. તેવણે ઘણાં દુખ દરદ ભોગવેલાં છે, અને ઘણા ઘણા ડાકટરો અજમાવેલા છે. તેથી તેવણ માદાં માણસોની તેમજ ડાકટરોની પીછાન સારી રીતે કરી જાણે છે. ધનબાઇજી તેવણને ઘણાં માને છે, અને તેથી તેમનાં ઘરમાં નશરવાનજી મામાના સખુન ઘણા પોશાય છે. તેવણ હીરાંબાઇની માંદગી વીશે કેટલોક શક ધરાવે છે. હીરાંબાઇના સઘલા ચેનચાલા જોતાં તેવણે એવું મત બાંધયું છે કે, તેમાં ખરેખરી માંદગીના કરતાં વેહેમ અને હરામખોરી વધારે છે. તેથી તેવણ આ વેલા જેવા પોતાનાં બેનને ઘર આવયા, અને હીરાંબાઈનાં દુખના સંબંધમાં બઇરાંઓની ઉપલી દરખાસતો સાંભલી, તેવાજ ફફડી પડયા, અને ઉપલા સઘલા ડાકટરો, વઇદો તથા હકીમજીઓમાંથી કોઇને પણ તેડવાને સાફ ના પાડી અને પોતેજ પોતાની ખાતરીના એક પારસી ડાકટરને મોકલવા જણાવયું, તેની તારીફમાં તેવણ એટલુંજ બોલયા કે, "તે ડાકટર ઘણાજ ચાલાક, અજમાયશી, ઉ

મરે પોંહચેલા અને વલી સાદા છે. તેવણ મારા મીતર છે; અને પઈસા કમાવાનો લોભ ન રાખતાં દરદીને ખરી સલાહ આપી દેય છે. મારી પુરતી ખાતરી છે કે, તેવણ હીરાંબાઇનું ખરૂં દરદ પીછાની શકશે, અને તેમને તતકાલ સારાં કરી નાખશે" એટલુંજ કહી બીજે દીને તે ડાકટરને મોકલવા જણાવી તેવણ તયાંથી ચાલતા થયા.

એ ઠેરાવ મુજબ બીજે દીને તે પારસી ડાકટર આવી લાગા. પહેલાં તો તેમની નજદીક સરેસતા મુજબ બાઇરાઓએ, આગલ આવીગયલા ડાકટરોની ઢીંગ કહાડી, અને આ નવા ડાકટરને સાતમે આસમાને ચહડાવયાં અને મત પણ આપી દીધું કે, "મરૂં રે તમારા હાથને તો હમેશનોજ જશ છે." પણ એ વીચારમાં તેઓએ તુરત પોતાને ઠગાયલાં જોયાં, કારણ આ ડાકટરે તેમને એવી બકબક કરતાં એકદમ અટકાવયાં, અને બારીકીથી તપાસીને એવું મત આપયું કે, "એવણને ખરેખર તો કંઇજ દરદ કે માંદગી નથી. ફકત વહેમથી એવણને પોતાની હાલત દરદી લાગેછે. એવણને દવાની કસી જરૂર નથી; અને તે છતાં જો દવા પાશો તો ઓર ભવીષમાં એવણને તે નુકસાન કરશે. માટે મારી ટુક અને સારી સ-

લાઝ એજ છે કે, એવણુની દવા તદ્દન છોડી દેવો. એવણુની સારામાં સારી દવા એજ કે એ વણુને, પલંગપર નાખી મેલવાને બદલે ઘરમાં અને બાહેર ફરતાં હરતાં રાખો, અને ઘરનું થોડું થોડું અગતજોગ કામકાજ પણ કરાવો. એવણુને સહવાર સાંજ ખુલી હવામાં ફરવા મોકલો, અને કોઈબી રીતે કામમાં રોકાયલાં રાખો. તેથી એવણુનું બદન કશાશે અને એવણુનું ભેજું ખુલું પડી તેમાં ભરાયલા વેહમી વીચારો ઝટ નીકલી જશે!"

ડાકટરનું આ બોલવું સઘલાને તો માતર કડવું જેહેર જેવું લાગ્યું, પણ હીરાંબાઇનું તો તે મોત થઇ પડયું. સરવે બઇરાં એક બીજાંને ઇશારતથી કેહેવા લાગાં કે એ ડાકટરમાં કંઇ દમ નહી મલે; અને અંતે ડાકટર જયારે દવા આપયા વગર ચાલી ગયા તયારે તો તેમને કટકા વટીક બોરવામાં આવયા !

પણ તયારે હવે કરવું કેમ? શું આપણાં માંદાં હીરાબાઇને દવા દારૂ વગરજ નાખી મેલવાં? શું તેમની કબાટ અને પેટીપર એકઠી થયલી ડજન બે ડજન જેટલી શીશીઓ અને શીશાઓ ફોડી નાખવાં? નહી! ખચીત નહી! તે તો ઘણું ઘાતકી કામ થાય! તયારે કરવું શું? એ સવાલથી આપણે લગાર

ગુચવાઇયે છઇયે. પણ હીરાંબાઇને જોવા આવેલાં પેલાં દોહડ ચતુર બઇરાં કંઈ ગુચવાયાં નહીં. તેઓએ લાગલો એક નવો ઊપાય શોધી કહાડયો. તેઓ એક પછી એક બાંહમણ, શેવડા, જોશી, જોગી અને સાધુઓને બોલાવવાની તથા માનતા સાખતા કરવાની ભલામણ કરવા લાગાં. કુરાઇ બોલયાં—"ધનબાઇજી માય, તમે જો તમારી એક પુરી સલુકની દીકરીનો કાજગરો જીવ બચાવવાજ માંગતાં હોવો તો ડાકટરની ને દવાઇની વાત લગાડી મેલો, ને કંઇ બાહારની માનતા સખતા કરો. મુવો કંઇ શરીરનો રોગ હોય, સુવું કંઇ દીલનું દરદ હોય, તો દવાઇ લાગુ પડે કેની? આટલો આટલો વખત થયો કુવો ભરાય એટલી દવાઇ હીલ્લાંનાં પેટમાં ગઇ તે છતાં હજુ દુખ સારૂં થયું નહીં તો હવે વધુ દવાઇ કરીને શું કરશો? મુવા ડાકટરોબી શું કરે? તેમને ઘેર બેડાં તેડાવે તયારે તેઓ દવા નહી આપે તો બીજું શું કરે? પણ તેઓને કંઇ કોઇનાં ભીતરની ખબર છે? તેઓ કંઈ માનતા સખતાની વાત સામજેચ! ધનબાઇજી હું તો તમને અસલથીજ કેહતી આવતીતી કે એ પાણીએ કંઇ વાલ ચરવાના નહીં; હીલ્લાંને જાહાં છે વાંહાં કંઈ બાહારની કસર છે; તે માનતા સખ-

તા વગર કદી લહાડ નીકલવાની નથી. તે મારૂ કહેલું માનયું નહીં ને સુના જેવી દીકરીને ખાટલે નાખી મેલી. જોવો ધનબાઇજી, હજુર બી મારૂં માનો ને કોઇ પાકા પોહચેલા બાહ્મણ સેવડાને બોલાવો." કુરાઇના આ વીચારને ટેકો આપવાને મકાઈ તયારજ હતાં. તેવણ બોલયાં–"તેવું તમારૂં પેટ તારૂં કુરાઇ! ધનબાઇજીને કેહતાં કેહતાં મારીબી જીભ ઘસાઈ ગઇ." હજુ તો મકાઇ બોલી રહયાં નહી તેટલે નજીકાકીની બોલવાની વારી આવી. તેવણે પણ બાહમણ સેવડાની તરફેણમાં મત આપયું, અને વલી તેના ટેકામાં દાખલો આપયો કે, "મારાં આગલે ઘેરનાં ઘેરવારાંની છોકરીનાં દીલમાં ભુત ભરાયલો ઉતો, તે જાણયા જોયા વગર તે લોક દવાઇ કરી કરીને વાજ વરયાં, પણ તેથી કંઇ વલયું નહીં, ને જયારે એક સાધુએ આવી તે ભુતને કહાડી શીશીમાં ઊતારયો તયારેજ તે છોકરી સારી થઇ!" પણ નજીકાકીના કરતાં સામાં ઘેરવાલાં ભીખાઇજી જેવણ પોતાને ઘણાં પાહાવરદાં ગણતાં હતાં; તેવણે વધારે સરસ રીતે બહ્રામણ સેવડાની હીમાયત કીધી, અને તેના ટેકામાં દાખલો પણ તેવોજ સરસ આપયો. તેવણ બોલયાં–"જી ભરૂં મારી ભાણેજનાં પેટમાં એક વખત અંચીતો

દુખાગો થઈ આવયો તે ઘણાં ઘણા ઊપાયો કીધા તોબી તે દુખતું નરમ નહીં પડયું. મેં તો તરક બાંધીને તરતજ કહયું કે, અખ્ખા રહીને જાહાં છે તાંહાં મહીના રહેલા છે, પણ તેનો વર તો કહેજે ના નહી હું તો બસ સુધરેલો જાંગલોજ થઈ જાઊં. એમ કરીને, માય, લાગલો તે તો હસ્પીટાલના મોટા ડાકટરને તેડી લાવયો; ને તે ડાકટરે આવીને ભાંગો વાટીઓ કે એને તો પવનનું દુખેચ. પણ મુવો પવન શાનો ને વાત શું! તેની દવાઇ કરી કરીને અંતે થાકાં ને નહીજ વલયું તયારે મેંજ હરૂરો સેવડાને બોલાવયો. તે સેવડાએ પણ પોતાંનાં મંતરજંતરથી જોઇને કહયું કે, એને તો મહીનાજ છે. પછી તેગે ઊપાવ કરવા માંડયા તયારેજ મુવું તે દુખતું નરમ પડયું." ભીખાઇજીની વાત અહીંજ પુરી થઇ હોત, પણ તેટલે આસીબાઇએ તેમને સવાલ પુછયો કે, "પણ માય, તયારે તે અખ્ખઈ રહી વીયાઇ નહી કે?" તેનો ભીખાઇજીએ જવાબ દીધો કે, "નહી માએ વીઆવ કાંહાંથી? તેના ટપકામાં કેઠાં છોકરાંજ લખેલાં નહી; તેથી મહીના રહેલા તે છતાં છોકરૂં સુકાઈ ગીયું ને છોર બંધાઈ, તે મુઇ હજુર જેમની તેમ છે!!" આ દોહડ ડાહા પણ ભરેલી વાત સાંભલી આસીબાઈ બોલયાં–

"મરેરે મરે !" કોલાબાઈ બોલયાં "માય, એવી દહા રાની ચાલ !" અને ધનબાઈજી બોલયાં–" હા માય હા, મુવો દહાડો કરે તે કોઈ નહી કરે !"

હીરાંબાઈને જોવા આવેલાં બઈરિંઓએ શેવડા અને સાધુ બાવાઓને બોલાવવાની જરૂર વીશે ઉપલી ચરચા ચલાવયા પછી અંતે એવું નકી થયું કે, હવે ડાકટર અને દવાની વાત પડતી મેલીને હીરાંબાઈનું દુખ શું છે તે કોઇ સાધુ પાસેજ નકી કરાવવું, અને તેનો ઉપાય પણ તેનીજ પાસેજ કરાવવો. પણ કીયા સાધુને બોલાવવો ? આ સવાલનો નીવેડો પણ પેલાં હુશયાર ભીખાઈજી લાવયાં. તેવણ બોલયાં કે,–"માય, આજ ઘણા મહીના થાયા કાશીથી એક સાધુ આવીને બાહેરકોટની ગટર ગલીમાં ઊતરેલોછે, તેને બોલાવો. તે ધંતરમંતર ઘણું જાણેચ. તે ભીખારીને ધનવાન કરેચ; વાંજણીને છોકરાં આપેચ; ને ટુકામાં તમે જે ચાહો તે કરેચ ને જે માગો તે આપેચ. તેબી વલી સેહેજ દીવસમાં અને એક અરધી પણ લીધા વગર ! બસ તે પઇસા લેવાની વાતનેજ હરામ ગણેચ અને પઇસાનું નામ સાંભલતાંજ છછણી પડેચ."

આ વાત ધનબાઈજીનાં ધયાનમાં ઉતરી. તેવણ સમજયાં કે આ તો તયારે કોઈ

ખરો ઓદાનો લાલ મલી ગયો. પણ હીરાંબાઇને એ વાત પસંદ આવી નહી, કારણ તેવણ જેમ પોતાને ઘણાં હુશયાર અને શીખેલાં સમજે છે તેમ ઘણાં સુધરેલાં પણ સમજે છે. જો કે તેવણ પગથી તે માથાં સુધી વેહમથી ભરેલાં છે, તોબી જાહેરમાં તેવણ સુધારાવાલાં ગણાવાનું ડોલ ઘાલેછે. તેથી તેવણે એવી વેહમ ભરી કીરીઆ કરવાને પેહલે તો સાફ ના પાડી, પણ જયારે માએ ઘણા કાલાવાલા કીધા અને વલી માસીને તોલની પેલી ભાડુતણીઓએ ઓહોસાઓફસ કીધી, તયારે કંઇજ નહી પણ તેઓના સખુનને ખાતર તેવણે એ વાત કબુલ કીધી, અને અંતે પેલા ઇશવરો સાધુને બોલાવવામાં આવયો.

આ સાધુ ખરેખરો એક "સફેદ સાધુ" છે. તેનું મોડું અને બદન તો ઠીકડાંનાં જેવાં કાલાં છે, પણ તેણે પગથી માથાં સુધી એક સુધ સફેદ લુગડું ઓઢેલું છે, તેથી તે જાતે કાલો છતાં દેખાવમાં સફેદ સાધુ લાગેછે. તેનાં મોડાં તથા કપાલ ઉપર રાખના તેમજ ઘસેલાં સુખડના આડા અવલા ઘણાએક પટા પાડેલા છે, જેથી તેનું મોડું તાબુતમાંના વાઘના જેવું વધારે લાગે છે. તેની આંખ લાલ ચોલ જેવા છે. એ સઘલું સાથે મલીને તેનો દેખાવ ઘ-

ણો બેડોલ અને ભયંકર લાગે છે; પણ આપણાં હીરાંબાઈ, તેમનાં મા અને તેમની પેલી ઘરમની માસીઓને તો તે એક આકાશવાસી ફરેશતાના જેવો લાગેછે. એ સાધુએ આવીને નહી હીરાંબાઈની નાડ જોઇ કે નહી તેમનાં શરીરનો હાલત તપાસી એવી સઘલી વાતને તો ઓર તેણે તુછકારી કહાડીને ખોટી જણાવી. તેને બદલે તેણે માત્ર થોડાએક ચોખા મંગાવી તેની જુદી જુદી ઢગલો કરીને તેની અંદર હીરાંબાઇનાં ઘરેહ રાસી તપાસયાં. તેમજ એક લબ્ગીં મંગાવી તેની અંદર કેટલાંક સોએ ભોકી કંઇ મંતર ભણોને તેને મતરી જોયું. તેમ જોતાંજ તેના ડોલા ફરી ગયા. તેણે પોતાનું મોડું એવું શોકાતુર કરી નાખયું કે, સઘલાં બયરાંઓનાં દીલમાં ફાર પડી પણ તેથી હીરાંબાઈની મદઇનો તો જાણે જીવજ નીકલી જવા લાગો. તેવણે આ સાધુબાવાને ઘણા નરમ અને દુખ ભરયા આવાજે પુછયું (અલબતે પેલી વૈલાતી–હીંદુસતાની ભાષામાં) કે, "સાધુ બાવા. હમકુ એવા લગતા કે તુમારે જોનેમેં હમારો થકી કુચ અછા નહી આયા. વાસતે તુમ ઉતાવલે અમકુ જણાવી દેઓ તો બોત સારૂં, કાંએજે હમકુ બરી બીહીક લાગતી હે!"

સાધુબાવાએ ગંભીરાઇથી જવાબ દીધો–"બેટી (!) તું બરી ખબરદાર હય. તુ બરી કા-

બેલ લરકી હય. તુને હમારા દીલકા ભેદ સબ એકદમ પકર લીયા. લેકીન, બેટી (!) તુમેરા દુખ બહોત ખરાબ હય. તુમેરા દુખકા બયાન મુજસે કહા નહી જાતા. સચ! મગર કુચ્ફીકર નહી. ઓ દુખકુ હમ દો તીન દીનમે સફા કરદેંગે!" આથી હીરાંબાઇને, ધનબાઇજીને અને બીજાં સરવેને ઘણીક ધીરજ આવી ખરી, પણ આ ભયંકર દુખ શું છે તે તેઓએ જાણવા માગયું. તે એકદમ જણાવી દેઈ તેમને ગભરાટમાં નાખવાને સાધુબાવાએ પેહલાં તો સાફ ના પાડયું. પણ જયારે હીરાંબાઇએ પોતાની વેલાતી–હીંદુસતાની ભાષામાં તેને ઘણોએક સમજાવયો તયારે તેને તે જણાવવાની ફરજ પડી.

હીરાંબાઇનું આ દુખ શું અને કેવું છે? તે ઘણુંજ ભયંકર છે. સાધુબાવાના જણાવવા મુજબ, નથી તેમને કંઈ દરદ કે નથી કંઇ રોગ. તેવણને તો કોઇએ "કંઈ કરી મુકેલું" છે! તે એવું "કરી મુકેલુ" છે કે તેવણની છાતીમાં દુખ થયા કરે અને તેવણનું શરીર વગર દરદે દરદો રહે; તેવણનું મગજ ચકડોલ રહે અને તેવણનો જીવ ઠરેજ નહી! સાધુબાવાએ વધારે ખુલાસો કીધો કે, હીરાંબાઇ એક કાલીચઊદસની રાંતે પોતાનાં ઘરમાંના કુ-

વા આગલ ગયાં હતાં તે વેલા તેઓ આ "કરી મુકેલાં"ની જપટમાં આવેલાં હોવાં જોઇયે !" સાધુબાવાનાં આ મતને ટેકો આપવાને ધનબાઇજીએ તાપસી પુરી કે, હા, થોડાંએક વરસની વાટ પર દીવાલીના "ભારી દહાડા"માં હીરાંબાઇને કુવા આગલથી પસાર થતાં પથરની ઠેસ લાગી હતી, તેવણને એક છીંક આવીને "હાચ્છી" થઇ હતી, અને તેથી તેવણ ચોંકયાં હતાં ખરાં ! આથી સાધુબાવાને વધારે ઉલટ આવી અને તે મુછના આંકડા મરડતો બોલ્યો–"તો કયા હમેરા એલમમેં કુચ્ચ કસુર હય ? સુનો બાઇ, હમારા એલમ અયસા અકસીર હય કે જો કુચ્ચ હજાર બરસકી મુદત પર બનાવ બના હોવે સોહી કહા જાવે ! ઓર જો કુછ જાદુઇ પાતાલમેં છુપ બેઠી હોવે સોહી જમીનમે નીકલ આકે ખરી રેહવે !"

હીરાંબાઇનું દુખ પારખવા તથા તેનો ઉપાય કરવા આવેલા પેલા સાધુ બાવાએ પોતાનાં ધંતર મંતરની તારીફમાં ભારે ચાપલુસી ભરેલા સખુન કહયાથી ધનબાઇજી, તેમની સહીઓ અને તેમની ભાડુતણીઓ સરવે છક થઇ ગયાં. હીરાંબાઇ પોતે પણ સાધુ બાવાની કાબેલયત ઉપર ફીદા થઇ ગયાં અને તેઓ બંને વચ્ચે આ પરમાણે વાત આગલ ચાલી:—

હીરાંબાઈ—જબ તો સાધુ સાબ, હમકુ ઘણીજ જલદી અછી કર મેલો ! હમ તુમેરા ગુણ નહી વીસરેગી ! હમ તુમેરી મેહનતકા પુરતા પઇસા દેઊંગી !

સાધુબાવા—(લગાર ગુસે થઇને) છટ ! એ કયા બોલતી બેટી (!) પેસા કીયા ? દઉલત કીયા ? જર કીયા ? જવાહેર કીયા ? એ તો હમકુ ઠીકરા લગતા હય ! સાધુ લોગકું પેસેકા કયા હાજત હયે ? સુન બેટી (!) હમ કુચ્ઠગારે સાધુ નહી હેં. હમ સચ્ચે સાધુ હેં. હમ ખોદાકા નામપે દુખી લોગકા દુખ કાટકે સારે આલમકુ મદદ કરતે હેં. હમ ખોદાકે લાલ હેં, અઓર ખોદા હમારા શાહેદ હેં, પેસેકુ હમ લોક ઊંગલી નહી લગાતે હેં, એ તો ચસ, લેકીન પેસેકી તરફ હમ નજરભી નહી ફેંકતે હેં !

હીરાંબાઈ—એ તો સાચું, સાધુ બાવા, પણ તયારે તુમ ખાતા શું હે ? તુમારા ગુજરાન સાથી ચાલતા હે ? તુમકુ માલુમ હે કેની કે પઇસા વગર તો ગુજરાન નહી ચાલેગા ?

સાધુબાવા—(હસતું મોડું કરીને) શાબાશ બેટી (!) જીતે રહો ! તુમને બાત અછી તરફ લગાઈ ! તુમેરી હોશયારીકી મેં કયા તારીફ કરૂં ! લેકીન સુન બેટી (!) હમ સચ્ચે સાધુ લોગકે જીનેકે બાસતે ખાના અઓર પીના

અઓર ઓરાક, અઓર પોશાક, અઓર ભોજન, અઓર જમન, અઓર ખાન અઓર પાનકી કુચ જરૂર નહી હય! હમ લોક ખાને પીને બગર જી શકતે હેં! હમ લોક હવાકુ ખાતેં હેં અઓર પવનકુ પીતેં હે. હમેરે તનકી તનદરૂસતીકે લીયે દર એક હફતેમેં લીમરેકે પતેકા કરવા કરવા રસ પીતે હેં! અઓર મહીનેમેં એક દફે સુકે ઘાસકે દો પુલયાં ખાતેં હેં! દુસરી સબહી ચીજ હમ સચ્ચે સાધુ લોગકુ હરામ અઓર નાવાજેબ હે.

**ધનબાઇજી**–(ભારે અજાયબીથી) ઓદાએભી દુનયામાં કેવા ગુણી માણસો પેદા કીધાચ! એવા લોક હોય નહી તો પછી દુનયાજ કેમ ચાલે!

**ભીખાઇજી**–(ગરૂરી લઇને) તો શું માય, હું કંઇ ખોટું કેહ્તીતી? મેં તમને પેહલેથીજ કહયુંતું કેની, કે એ સાધુ ઘણો ચમતકારી છે? પણ માય, આગલ તો ચાલો; એના ગુણ તો હવે પછી માલમ પડશે!

એવી એવી વાતો થયા પછી અને અરસપરસ એક બીજાંને વખાણોથી રીઝવયા પછી શેવટે આ "બાવા"એ "બેટી હીરાંબાઇની" છાતીમાંનું પેલું "કરી મુકેલું" દુખ દુર કરવાનો ઊપાય ફરમાવયો. તેણે ચુડુલામાંની થોડીક

રાખ મંગાવી તેને મંતરીને ધનબાઇજીને આ-પી, અને કહયું કે, દર રોજ સહવારે સુરજ ઊગવા અગાઊ એ રાખમાંથી એક ચમટી જેટલી રાખ દરયાનાં પાણીમાં નખાવવી, અને તેની સાથે એક નાલીયેર તરતું નખાવવું, અને તે રાખ નાખેલી જગામાંનું દરયાનું પાણી મંગાવી હીરાંબાઈની છાતી ઊપર દહાડામાં તરણ વાર ચોપડવું; પણ જે સ્ત્રી આ રાખ દરયામાં નાખવા જાય તેણીને કેહવું કે રાખ પાણીમાં નાખતી વેલા "બુંમર બાલી મહાકાલી—બુંમર બાલી મહાકાલી!" એવા ધંતર મંતરના બોલો સાડી સતાવીસ વખત બોલવા; તેમજ દરયાનું પાણી ભરી લઇને પાછું ફરતી વેલા સીધી રીતે ચાલી જવું નહી, પણ સાડી સાડતરીસ કદમ સુધી પાછલે પગેજ ચાલી જવું, અને તેમ ચાલતાં "સમુદર માતા ધુમ ધાતા—સમુદર માતા ધુમ ધાતા!" એવા મંતરના બોલો બોલયા કરવા!

સાધુ બાવાના ફરમાવવા મુજબ આ કીરયાકરમ તરણ દહાડા સુધી કીધું, પણ તેથી હીરાંબાઇને કંઇ ફરક પડેલો લાગો નહીં. આ વાત જોકે સાધુબાવાની સઘલી ધરપજને ઊંધી વાલનારી હતી, તોપણ તેનો જવાબ સાધુબાવા પાસે તઇયાર હતો, તેણે જણાવયું કે, હીરાં-

બાઇનું આ દુખ સારૂં નહી થયું તેનું કારણ એજ કે, તે દુખને ઉતરતું ધારીને મેં ઉતરતો ઇલાજ દેખાડયો હતો. આથી ધનબાઇજીએ ચહડતો ઉપાય કરવાને તેને કાલાવાલા કીધા, અને તે મુજબ આ સાધુ બાવાએ ચહડતો ઉપાય બતાવયો. તેણે વલી થોડીક રાખ મતરી આપીને ફરમાવયું કે, આ રાખને તેલ અને સીદુરમાં મેલવીને દર રોજ બરાબર સુરજ ઉગે તેજ વખતે થાપકેશવરના દેહડામાંના હરમાન આગલ જઈ તેને તેનું ટીલું કરવું; તે હરમાન આગલ એક ઘીનો દીવો મેલવો; અને તે દેહડાંના રખેવાલને રૂપા નાણાં તરીકે એક બેઆની આપવી; આ કીરયા પાંચ દહાડા સુધી કરવી; વલી તે કરતી વેલા તે હરમાન આગલ દશ વખત નાખઘસણી કરવી; અને પછી માથાપરના બાલ છુટા મેલીને તે હરમાનની આસપાસ સાડા સતર ફેરા ખાવા અથવા પરદક્ષીણા કરવી; અને તેમ ફેરા ખાતાં "સટમ સટા દુખ કટા—સટમ સટા દુખ કટા" એવા ઘંતરમંતરના બોલો બોલયા કરવા ! આ કીરયા કોઇ ઘણીજ ચાલાક બઇરી પાસે કરાવવાને સાધુબાવાએ ફરમાવયું; અને તેથી પેલાં હુશયાર ભીખઇજી, જેવણે આ સાધુબાવાને મેલવી આપયો હતો, તેવણે પોતે જાતે તે સં

ઘલું કીધું. એ કીરયા કરમથી હીરાંબાઇનું દુખ સારૂં થયું કે નહી તે કેહવું મુશકેલ છે. ભીખાઇજી ની પોતાની આંખમાં તો અલબતે હીરાંબાઈ સારાં થયલાં દેખાયાં. ધનબાઇજીની આંખમાં જોકે તેમની દીકરી સારી થયલી લાગી નહી તોબી ભીખાઇજીના કેહવાથી તેવણે માની લીધું કે, હીરાંબાઈ તદન તો નહી પણ થોડાં ઘણાં સારાં થયાં છે. પણ હીરાંબાઇને પોતાને કેમ લાગેછે? તેવણ એ વીશે હજુ ઘચુપચુ છે. તેવણનું મત એવું છે કે હજુ મારૂં દુખ બરાબર સારૂં થયું નથી; પણ જયારે તેવણે જોયું કે માય પોતે અને વલી હુશયાર ભીખાઈજી મને સારી થયલી વીચારે છે તયારે અલબતે તેવણ પણ એવું કેહવા લાગાં કે, મને જરા તફાવત પડયો છે. આ તફાવત ચાલુ રેહવાને દશ પંદર દહાડા થયા નહી તેટલે વલી તેવણને લાગું કે, ના, મારૂં દુખ કંઇ સારૂં થયું નથી, હું તો હજુ માદીજ છું! તેમની એ વાતને તેમનાં માએ ટેકો આપયો. ધનબાઇજીને ટેકો આપતાં જોઇને ભીખાઈજીને પણ તેમ કરવાની ફરજ પડી, અને અંતે સઘલા એકમત થયાં કે, હીરાંબાઇનું દુખ કંઈ સારૂં થયું નથી, અથવા જો સારૂં થયું હોય તો તે વલી પાછું લાગુ પડયું છે! ભોગ બીચારાં હીરાંબાઈના અને

તેમની માંદગીના! અને પેલો સાધુ જયારે હીરાંબાઇની ખબર અંતર પુછવા પાછો આવયો તયારે તેને એ વાત જણાવવામાં આવી. સાધુબાવાએ જોયું કે જો નબલાઇનો દેખાવ કરશ તો હાથમાં આવેલી સોનાની ચલ્લી જતી રેહશે, તેથી તે ઓર સામો ધાઈ પડીને તથા ગુસા ભરયો દેખાવ કરીને બોલયો–"જબ તો એ દુખ કભી નીકલ જાનેકા નહી. એ દુખ બરા કાતેલ હય! યાદ રખો હમારા સુખન, એ નવજવાન બેટી અબ એક મહીનેકી મુદતમે બસ મર જાયગી!"

હીરાંબાઇનું દુખ એવું મુજી છે કે, જો ચાંપતા ઉપાય નહી થયા તો તેવણ મહીનાની મુદતમાં મરી જશે, એવી વાત પેલા સાધુબાવાને મોહોડે સાંભલતાંજ હીરાંબાઇની છાતી બેસી જવા લાગી; ધનબાઇજીએ ધભર ધભર કુટયું અને ભરભાડુતણીઓમાં કલબલાટ ચાલી રહયો. સરવેએ કાલાવાલા કરીને તથા પગે હાથે લાગીને સાધુબાવાને કહયું કે, કંઇબી કરીને હીરાંબાઈની મદદને મરતી બચાવો, અને એ દુખ કાં સારૂં નહી થાય તેનું કારણ જણાવો. એના જવાબમાં ઘણુંજ શોકાતુર મોહોડું કરીને સાધુબાવા બોલયા–"બાઇ, ગભરાઓ મત! ડરો મત! દુનયામેં કુચભી દુખ અયસા નહી

હય કે જીસકા ઉપાય હમ કર નહી શકે. મગર દુખુ દુખ બીચ બહોત તફાવત હય. બેટી (!) હીરાંબાઇકા દુખ સબસે ખરાબ હય. ઇસકી ઉપર જો જાદુ લગવાઇ હે ઉસકુ તોડનેકે બાસતે બરે બરે જીનો અઓર દેવતાઓકુ બોલવાના ચાઇયે. ઉસકા મંતર બરા હય; ઉસકા ધંતર બરા હય; ઊસકા જંતર બરા હય; અઓર ઉસકી કીરયાભી બરી ખતરનાકી હય. ઓ તુમલોગસે બન શકનેકી નહી, જબ હમ કીયા કરે'!" આ સાંભળી ધનબાઇજીના હોશકોશ ઉડી ગયા. તેવણે સાધુને પગે લાગીને કહયું- "સાધુબાવા, એમ જાણો કે, મારી હીરાંબાઇ તમારીજ દીકરી છે. એને કોઇબી ઉપાયથી સારી કરો. જીવશે તો તમને દુવા દેશે ને મરશે તાંહાવેર તમારો ગુણ નહી વીસરશે. તમે જે કેહો તે કીરીયા કરવાને હમે તઇયાર છઇયે. ખરચ કરવાને પણ હમો બીહીતાં નથી. મારી હીરાંને તોલની દીકરીના કરતાં મને કંઇ મુવા પઇસા ટકા વધારે પયારા નથી."

ધનબાઇજીના આ કાલાવાલાથી તથા તેવાજ કાલાવાલા પેલાં હુશયાર ભાખાઇજીએ કરયાથી અંતે આ સાધુબાવાએ હીરાંબાઇનાં દુખનો છેલો અને સઊથી સરસ ઉપાય બતાવયો. તે ઊપાય આકાશવાસી દેવતાઓ અને

પતાલવાસી રાક્ષસોને જમીનપર બોલાવી તેમને રીઝવીને તેમની પાસે દુષ્ય સારૂં કરાવવાનો છે. તેમને રીઝવવા માટે આ સાધુબાવાએ ઘણીએક ચીજો મધ રાતે મશાણમાં મેલવા ફરમાવી. તે ચીજો ઘણીજ નજીવી છે, અને તેની એક નાની સરખી ટીપ હેઠલ મુજબ છે:—

એક સોનાની, એક રૂપાની, એક પીતલની અને એક તરાંબાની મલીને ચાર નાની ઢીંગલીઓ.
સફેદ સોનાં ચાર જાતનાં કપડાંના ચાર ટાકા.
પીતલની ચાર લોટી, તરાંબાની ચાર ખુમચી.
કોપરબરાસના ચાર કાંસયા.
દરએક જાતનો અનાજ ચચાર શેર.
દરેક જાતનો કઠોલ ચચાર શેર.
ચાર શેર ઘી.
ચાર શેર ગોલ.
ચાર શેર ખાંડ.
ચાર કોરાં પાનાની ચોપડી.
ચાર ખડયા.
ચાર કલમ.
ચાર દોહડયાંનાં પાન.
ચાર દોહડયાંની સોપારી.
ચાર દોહડયાંનાં લવંગ.
ચાર આનાની એલચી.
ચાર નાલયેર.
ચાર દોહડયાંનો સીંદુર.
ચાર દોહડયાંનો કંકુ.
ચાર મુએલાં માણસનાં માથાંની ટુમરી.
ચાર વાઘના નખ.
ચાર રીંછના દાંત.
ચાર બાલારીછના બાલ.
ચાર સાંપની કાંચરી.
ચાર ચાંચરની ચરબી.
ચાર ચલ્લીનાં બેન્ડાં.

ચાર મોટાં ગલાસમાં ચાર સરડાની કલેજી.
ચાર ઘીના દીવા. ચાર ગધેડાના કાન !

એ વગેરે બીજી અનેક પરકારની ચીજો એક એક નહી, બબે નહી, તરણ તરણ નહી, પણ ચચારજ મશાણમાં મેલવા ફરમાવી. તે મેલવાનો વખત કાલીચઉદશની અંધારી રાતે બરાબર બાર વાગાનો ઠેરવયો. આ સઘલી ચીજો મશાણમાં મેલાયા પછી બીજી કેટલીક જાદુ મંત્રની ચીજો તથા જડી બુટીઓ પોતા તરફથી તેમાં ગેલીને તેની ઉપર ચોકસ ભણતર ભણાવવાને ફરમાવયું. આ ભણતર કરવાને ચાર બરાહમણો જોઇયે, અને તે દરેકને ચચાર મલીને સોલ રૂપીઆ આપવાના જોઇયે, તેમજ ઊપલી સઘલી ચીજો પણ તેમનેજ આપી દેવી જોઇયે, એમ કહયું. અલબતે સાધુબાવા પોતે પોતાની તરફથી ધનતર મંતર ભણવાના તે તો જુદું. પણ પોતાની મેહનતને માટે તો એક અરધી પણ લેવાને તેણે બોલે બોલું અને હાથ ઘસી ઘસીને ના પાડયું. વલી આ સઘલી ચીજો મશાણમાં કેમ લઇ જવી તે માટે તેણે એવો હોકમ કીધો કે, તે લઇ જનારે પોતાના પગ અને માથું ઊંધાડાંજ રાખવાં અને આંખે પાટા બાંધીનેજ ચાલી જવું ! એવી રીતે ધંતર મંતરની કીરયા કરવાનું નકી થયું; પણ તેના

સામનનું કેમ કરવું ? અનાજ વગેરે મલી શકતી ચીજો તો અલબતે ધનબાઈજીએ તઈયાર કરી આપી,-પણ વાઘનાં નખ અને ચાંચરની ચરબી જેવી ચીજોને માટે તેવણે નાપાડી અને તે સાધુ બાવાને પોતાનેજ મેલવી લેવા કહયું. સાધુ પોતાની મેહનત માટે તો એક અરધીબી લેતો નથી તો નથીજ પણ આ ચીજો મેલવી લાવવા માટેના રૂપયા, જે પચાસ સુધી થવાની ગણતરી દેખાડી, તે પણ પોતાના હાથમાં લેવાને ના પાડયું; અને તેને માટે અંતે એવું ઠરયું કે એ રૂપયા તેના એક ચેલાના હાથમાં આપવા, જે ઉપલી ચીજો મેલવી લાવશે. એ રીતે એ અડચણ તો મટી, પણ હજુ એક અડચણ બાકી રહી. ઉપલી સઘલી ચીજો મધરાતને વખતે મશાણમાં લઈ જવાની અને બરાહમણો વગેરેને બોલાવવાની કડાકુટ કોણ કરે ? એટલું બધું કામ બજાવવાને આપણાં ધનબાઈજી તો અશકત છેજ પણ તેમનાં પેલાં હુશયાર સલાહકાર ભીખાઈજીબી અશકત છે. તેથી તેઓએ તે સઘલું કરવાને સાધુબાવાને પોતાનેજ આજીજી કરી; પણ તેમ કરવાને તેણે પોતાના અધીકાર અને દરજાથી ઊતરતું જણાવીને ના કહયું. અંતે જયારે ઘણાજ કાલાવાલા થયા

તયારે પોતાના એક ચેલાને લાવીને તેની પાસે ઉપલો સઘલો સામાન તથા રૂપયા વગેરે તે ઊઠાવી ગયો, અને બેસતી મકર શંકરાંતીને દીને હીરાંબાઇને સારાં થયલાં જોવા આવવાનો વાયદો દઇ ગયો!

પણ અહીં આપણો એક અગતનો સવાલ તપાસવાનો છે. સાધુબાવાના કહેવાથી આપણી આટલી તો ખાતરી થઇ કે, હીરાંબાઇને કોઇએ "કરી મુકેલું" છે; પણ તે કરી મુકનાર કોણ? એવું કોણ મુજી માણસ છે, કે જેણે હીલાં જેવી એક "સલુકની દીકરી" ઉપર એવું ઘાતકી કરમ કરવાને પસંદ કીધું? એ વાત નકી કરવાને હીરાંબાઇને, ધનબાઇજીને અને તેમની પેલી કુટણમાવસી ભાડુતણીઓ અને સહીઓને વીલમ લાગો નહી. તેઓએ પોતાની બાહોશીથી તુરત શોધી કહાડયું કે, એ કરતુક કરનાર કોઇજ નહી પણ **શીરીનબાઈ** છે! ધનબાઈજી બોલયાં-"હારે હા માય, ઘેરના ગોચાએજ એ આંબ કોડીચ. એ ભસતે ગેઇએ તો હમને ખુવાર ને પાયમાલ કરી નાખયાંચ." બીબઇજીએ ટેકો આપયો, "હું તો એ ડાકણનાં મોહડાં ઉપરથીજ પારખતીતી કે જાંહા છે તાંહાં એ રાંડ મીંઢી મસકલી કંઈ ઊંડાં પાણીમાં ફરેચ. મુવાં એવાં માણસને ખોદાય મારી કાંય

નહી નાખતો!" અને છેલે હીરાંબાઇએ નકી કીધું કે, "મને પણ મહીરાં મુઈ શીરીન ઊપરજ શક છે. એ મરે! એનાં મુવાં દોજખમે જાય! એને મારાં દીલનું દુખ આપું! એને મારાં ઘેરનો ઘરો પઓરી આપું!"

વાંચનારી બાઇઓ, જે **શીરીનબાઇને** આ લોકો આવી બુરા ગાલો દેય છે તે કોણ છે? તે આપણાં હીરાંબાઇની એક પુરી ભોજાઇ અને ધનબાઈજીની એક પુરી વહુ છે. તે તેની સાસુ નરણના જણાવવા મુજબ ખરેખર કમજાત અને કરતુકની ભરેલી છે કે નહી, અને તેણીએ જ હીરાંબાઇને કરી મુકાવયું છે કે નહી, તે વીશે હવે આપણે ખાતરી કરયે. તે ખાતરી, હીરાંબાઇ અને ધનબાઇજીના બોલવા ઉપરથી નહી, પણ ખુદ શીરીનબાઇનાં કામ ઊપરથી કરયે; કારણ ધનબાઇજીની "હીલા" કેવી સલુકની દીકરી" છે તે પણ આપણે તેણીના બોલવા ઉપરથી નહી પણ તેણીના કામ ઊપરથીજ નકી કરતાં ચાલ્યે છઇયે.

શીરીનબાઈ કોણ છે તે આપણે ઊપર મુજબ જોયું; હવે આપણે તેણીની કંઇક વધારે પીછાન કરયે. શીરીનબાઈ, હીરાંબાઇથી તરણ વરસ નાની–સતર વરસની વયની–એક નવજુવાન અને ખુબસુરત સ્ત્રી છે. તેણી ધ-

ણું ગરીબ માબાપની એક છોકરી છે. વલી ગરીબ તો ગરીબ પણ તેવાં માબાપ પણ તેણીને માથે વાંસે નથી. તેઓ તેણીને નાની મેલી ગુજરી ગયાં હતાં. તેથી તેણી પોતાના એક મામાને તયાં ઊછરીને મોટી થયલી છે. તેના આ મામા જોકે ઘણા ગરીબ તોપણ જાતે લાયકી વાલા છે. તેમને ઘેર શીરીનબાઇનો ઉછરભવ ઘણી મેહનત જેહમતમાં તોપણ પયાર અને લાયકી સાથ થયલો છે. તેણી બાર વરસ સુધી પોતાના મામાને તયાં રહી, પણ તે પછી સમજમાં આવતાંજ તેણીએ પોતાને સાસરે ઘેરે રેહવા માંડયું છે; અને સાસરે ઘરના તાના તપલા અને હાકોટિકા છતાં તેણી અતયાર સુધી એકસરખી રીતે તયાંજ રહીછે. પણ તેથી તેનાં સાસુ નરણ કંઇ ખુશી થતાં નથી. ઓર તેઓ શીરીનબાઇને તાના મારેછે કે, "તું તો હમારે માથે પડેલી! તું તો હમારાં ઘેરનો બોજો! તું તો હમારો જનમની જંજાલ!" પણ શીરીનબાઈ તેથી ગુસે થતી નથી કે ગભરાઈ જતી નથી. તેણી સબુરી અને સંતોષથી—લાયકી અને ઉલટથી—બસ પોતાને સાસરેજ પગ ઓાભીને રહીછે. તેણી બાહેર ભટકવા તો નહીજ, સહીમીતરીઓને ઘેરે તો નહીજ, પણ પોતાના મામાને ઘેરે પણ પણ ઘણી જરૂર હોવા

વગર જતી નથી. તેણી હીરાંબાઈની પેઠે "સદા-
ની માંદી" નથી, પણ તનદરોસતી ભરેલી અ-
ને હસતા મુખડાની છે. તેથી હીરાંબાઇ
અને તેવણનાં મા હમેશ વેહમ રાખેછે કે,
"જાંહાં છે તાંહાં એ પેટભરી, બાહ્મણ શેવડા
કરેછે." તેણી હીરાંબાઈની પેઠે માથે પાટો કદી
બાંધતી નથી. તેથી જયારેબી હીરાંબાઈનો મી-
જાજ જાયછે તયારે તેણીને ગાલો દીયેછે કે
"તુને મારાં માથાંનું દુખ આપું રે ! તુને મારાં
માથાંનો પાટો આપું રે!" તેણી હીરાંબાઇ-
ની પેઠે સહવારે સાત આઠ વાગા વેર ખાટલા
ઉપર કદી પડી રેહતી નથી; પણ હમેશાં બા-
મદાદ આગમજ બીછાણાં પરથી ઊઠેછે, અને
નાહી ધોઇ ઘેરનું અગત જોગ કામકાજ કર-
વામાં રોકાયછે. તેનું આ સાસરૂં ઘર જોકે
પાંચ પઇસે સુખી છે, અને તેથી ઘરમાં કામ-
કાજ કરવાને માણસ રાખેલું છે, તોપણ શીરી-
નબાઇ ઘરનું કામકાજ કરવામાં કદી પછાત-
પડતી નથી. બીછાણેથી ઊઠતાંજ તે પોતે નાહી
ધોઇ તઇયાર રહેછે, અને પોતાના ખાવંદ બી-
છાણેથી ઊઠે તેટલે તેને માટે નાહવાનું પાણી
તથા બદલવાનાં કપડાં વગેરે કહાડી તઈયાર રા-
ખેછે, તથા ગીત ગાતી ગાતી પોતાના ઓરડાની
કબાટ, ટેબલ વગેરે સામન પોતેજ સાફસુફ કરી

સઘલી ચીજો ગોઠવગાઠવ કરેછે. એ જોડે તેણી ઘરમાં તેમજ કુવા ઉપર ચોક પુરી બંદગી કરી ખોદા પાસે રોજી રજખ તથા ભલાઇ માગેછે. તેથી હીરાંબાઇ અને તેવણનાં માએનાં પેટમાં ફાર પડેછે કે, "એ તો સકારે ઊઠીને કંઇ ચીઠી કાકરા બાલેછે, અને કંઇ મતરેલી ચીજ કુવામાં નાખીને હીરાંબાઇ ઉપર કરતુક ચલાવે છે." તેણી હીરાંબાઇની પેઠે ફુલયું ઊંચકતા મરી જતી નથી, પણ રાંધણીમાં જઇને તેમજ ઘરમાં દરેક ઘટતે ઠેકાણે ફરતી રહીને રાંધવા સીધવાનાં તેમજ બીજાં દરેક કામ ઉપર ચોકસી રાખેછે, તથા તે કામ બજાવવામાં ચાકરને ઘટતી મદદ કરેછે, અને તેવાં કામોથી ફુરસત પામતાંજ સીવવા વેટરવા તથા ભરવા ગુંઠવાના ઉદયોગમાં મંડેછે. તેથી હીરાંબાઇ અને તેવણનાં મા કેહેછે કે, "એને તો હરામનું ખાવાનું મલયુંચ તેનું જોર આવેલું છે!" તેણી નવરાસની વેલા હીરાંબાઇની પેઠે લોકોની તાતનીંદા અને કાણાંસોરી કરવામાં કહાડતી નથી, પણ નયુસપેપરો તથા ચોપડી ચોપાનયાં વાંચવામાં કહાડેછે. તારે વલી હીરાંબાઇ અને તેવણનાં મા કહે છે કે, "કામકાજ કરવાનું મુકી દઇને એણે તો છકેલપણું માંડયુંછે," તેણી હીરાંબાઇની પેઠે "કકો કાવેલો" શીખીને કામેલ ગણાવાનું ડોલ ઘાલ-

તી નથી, પણ ગુજરાતી સાત ચોપડી અને અંગરેજી ચાર પાંચ ચોપડી શીખેલી છે, તે છતાં જાણે કંઈ જાણતીજ નહીં હોય એવી રીતનો દેખાવ રાખેછે. તોપણ હીરાંબાઈ અને તેવણનાં મા કહેછે કે, "એતો ગોટપીટ શીખીને ઓખલી ગેઈચ ને મડમ થાવા નીકલીચ!" તેણી હીરાંબાઇની પેઠે કાંસોકુસીને અને તણકા કરીને વાત કરતી નથી, પણ ભોળપણે, હસતે મુખડે, નરમાસથી અને જી હોથી વાત કરેછે. તેથી હીરાંબાઇ અને તેવણનાં મા કહેછે કે, "એતો મીંઢી મસકલી છે!" પણ જ્યારે જરૂર પડેછે, અને પોતાનો ટેક જાલવવા માટે શીરીનબાઈ લગાર ગુસાથી વાત કરેછે, તયારે હીરાંબાઇ આંખમાંથી આસુ લાવીને કહેછે કે, "માય શું કરયે, ઘરમાતો ભોજાઇનું રાજ મુવાં મારાં સાસરાં મુજી તયારે એવી લાંડીઓના તાનાતપલા ખમવા પડેચ કેની!"

શીરીનબાઇની હાલત તેમનાં સાસુ નરણ વચ્ચે એવી છે. તે શીરીનબાઇ સમજતાં નહી હોય એમ નથી. તેવણ સમજેછે તો સઘલું, પણ મોટાં દીલ અને સારી સમજને લીધે લઇ ચલાવે છે. તેવણ જાણેછે કે હીરાંબાઇ અને ધણબાઇજી પોતાની આવી મુરખાઇથી મને કંઇ કરી શકતાં નથી. તેવણ સમજેછે કે, ભોંસતું કુ-

તરૂં કદાચજ કરડી શકેછે. એટલી હીમત રાખવાનું તેવણને કારણ છે. તેવણને પોતાના ખાવંદ સોરાબશા, જેઓ અલબતાં હીરાંબાઈના ભાઇ અને ધનબાઇજીના દીકરા થાય, તેવણની સાથ પુરતી સમજુતી અને ભારે પરીતી છે. તેનું કારણ પણ શીરીનબાઇની લાયકી અને મોહબત છે. સોરાબશાની વરતણુક પણ પરથમ તો કેટલેક દરજજે તેવણનાં મા-બેહેનનાં જેવી હતી. તેવણ તેણીઓના હાથમાં એક રમકડાં સરખા હતા, અને તેણીઓના કાન ભરવાથી વારંવાર શીરીનબાઇ સાથ ચીડડાં ફાડતા, બલકે તેણીને વગર વાંકે કોઇ વાર મારતા વટીક હતા; પણ તેથી ઘણીક અધીરી સ્ત્રીઓની પેઠે શીરીનબાઇ ગભરાઇને અથવા નાફરમાની કરીને પોતાને મહીએર અથવા સગાંને ઘેર જઇ રેહતાં ન હતાં. શીરીનબાઇની ખાતરી હતી કે, મારો ખાવીંદ જાતે તો સારાં દીલનો છે, પણ મા બેનની ફુસલવણીથીજ એવી વરતણુક ચલાવેછે. એટલા માટે તેને સુધારી તેનું દીલ જીતી લેવાની શીરીનબાઇએ કોશેશ કીધી; અને પોતાના મજબુત ઠેરાવ, સાચા પયાર અને સંપુરણ તાબેદારીથી તેમ કરવામાં અંતે ખોદાની મેહરબાનીથી તેવણ ફતેહ પામયાં. તેવણે સમજુતીથી, દાબ-

લાથી અને બનતા બનાવોથી પોતાના ખાવંદની ખાતરી કરી આપી કે, હીરાંબાઇ, તેવણનાં મા ધનબાઇજી માને છે તેવી "સલુકની દીકરી" નથી પણ "કસલુકની દીકરી" છે. જેમ જેમ સોરાબશાની એવી ખાતરી થતી ગઇ તેમ તેમ તેવણ હીરાંબાઈ તરફ બેદીલ થતા ગયા, અને જેમ જેમ તેવણ હીરાંબાઇ તરફ બેદીલ થતા ગયા તેમ તેમ તેણીની તેમજ પોતાનાં મા ધનબાઇજીની ખફગીમાં આવતા ગયા.

સોરાબશા પોતાનાં મા બેનની ખફગીમાં આવતા ગયા, તેની દરકાર તેવણ ઝાઝી કરતે નહી, અને હીરાંબાઇને તેના ખરા આકારમાં ઊઘાડી પાડી તેણીને સુધારવાની કોશેશ કરતે; પણ તેમાં તેવણને એક મોટો અટકાવ નડયો. તે અટકાવ તેવણના બાવા દોલીબાનો છે. દોલીબા જોકે સોરાબશાને અતીશે ચાહેછે, તોપણ ધનબાઇજીની ચાલુ સમજાવટ અને અસરને લીધે તેવણનો પયાર હીરાંબાઇ ઊપર ઘણો વધારે છે. દોલીબા ઘણા સમજુ, પરમાણીક અને માયાલું દીલના છે, તોપણ પોતાની બાયડી અને દીકરીની ચાપલુસી તથા લુકતીથી ઠગાતા જાય છે. હીરાંબાઇને તેવણ ખરેખરી "સદાની દુખી" માને છે, અને તેથી તેણીને જો કોઇ ટુકારો કહેછે તો તેને ફાડીજ ખાય છે.

તેવણ જાતે ગાલાક છે, પણ ઘણા જુના વખતના, અસલી વીચારના અને હાલના સરખી કેલવણી લીધા વગરના છે, અને તેથીજ તેવણ પોતાની બાયડી અને દીકરીની ખરી હાલત બરાબર પીછાની શકતા નથી. તેવણ મધયમ સથીતીના છે; તેવણ પાસે પાંચ પઈસાની પુંજી અને એક જાતીકું ઘેર છે; અને તેથી તેવણ આસપાસ કેટલીક અગત અને મામા ધરાવેછે. તેવણ દરેક વાતે સુખી છે; પણ તેવણનું, બલકે તેવણનાં આખાં ઘેરનું, મોટાંમાં મોટું દુખ તેવણની દીકરી હીરાંબાઈ છે. તેવણને ઘેરની ખરી હાલત સમજાવવા ની કોશેશ તેવણના દીકરા સોરાબશાએ બે તરણ વાર કરી જોઇ, પણ તેનું પરીણામ માઠું નીપજતું જણાયું. તેથી, તેમજ ઘેરમાં કંકાસ વધતો લાગયાથી, સોરાબશાએ તે વાત ઊપર પુરો મુકવામાંજ ડાહપણ વીચારયું. આ ડાહપણ સોરાબશાનું પોતાનું નથી. તેવણ તો પોતાના આકલા સવભાવને લીધે કંઈ ભાંજીને ભુકો ભુકો કરી ચુકા હોત, પણ શીરીનબાઈએ તેવણને ઘણીક રીતે સમજાવીને ટાડા પાડેલા છે, અને શેવટે આ બંને ધણી ધણીયાણીએ મલી એવો ઠેરાવ કીધેલો છે કે, "જે પાપી હશે તે પાપે ડુબશે; આપણે સબુરી પકડીને સંભાલ અને સુલેહથી આપણો રસતો કાપવો."

શીરીનબાઈ અને સોરાબશાની આટલી નાબતી અને આટલી લાયકી છતાં હીરાંબાઇ પોતાનાં કરતુક છોડતાં નથી. તેવણ ભાઇ ભોજાઇની ઘોર ખોદવાને એકબી તક બાકી મેલતાં નથી. એમ કરવાનું કારણ હીરાંબાઇની માતર અદેખાઇનુંજ નથી. બીજુંબી એક કારણ છે. તે એ કે, તેવણ માંદગાનો દેખાવ કરી મહીરાં ઘેરમાં પડી રહી જે હરામની મોજ કરવા માગે છે, તેમાં તેવણને પોતાનાં આ ભાઇ ભોજાઇની અડચણ દીસે છે. તે એવી રીતે કે. તેવણ બાહેરથી જુદાં અને અંદરથી જુદા જે દેખાવ કરે છે, તે ઘરમાં શીરીનબાઇને જોવાની વારંવાર તક મલે છે, અને શીરીનબાઇની મારફતે તેવણના ભરતાર સોરાબશા જાણી શકે છે. ઘણીવાર એવું બનયું કે, હીરાંબાઈ આ ઘડીએ લોકોની આગલ પોતાનાં દુખને માટે પરહેજી કરવાની તથા કંઈજ નહીં ખાવાની ફરયાદ કરતાં, અને બાજી ઘડીએ રાંધણીમાં હલુસે ભરાઇને સારી સારી ચીજોના ડબુસા મારતાં, શીરીનબાઇની નજરે પડયાં. ઘણીવાર તેવણ શીરીનબાઈની તેમજ સોરાબશાની ચાહેમાં બહામણુ સેવડાઓની ચીઠી દોહવતાં સપડાઇ ગયાં. ઘણીવાર પોતે એશકીપણાંને અને સેંટો પાટલી પાડવાને ધીકારવા છતાં

પોતાના કોઈ ઓલખીતા મરદ મીતરો આવે તે વેલા પોતે એશકી થઇ સેટા પાટલી કરી તયાર થઇ રહેતાં જણાઈ આવયાં. ઘણીવાર જે માણસના મોડાં પર તેમની તારીફ કીધેલી તેમની પીઠ પાછલ તેમની તાત નીંદા કરતાં તેવણ ઉઘાડાં પડયાં. ઘણીવાર ઘરમાં બનેલી વાતથી ઉલટીજ વાત પોતાના બાપને સમજાવતાં તેવણ પકડાઈ આવયાં. એવી રીતે દરરોજ તેમને હરકંઇ વાતમાં ચાંઇ થવું પડતું. તેથી હીરાબાઇ એવું ઇછે છે કે, કોઈબી રીતે આ કાસર પતે-એટલે શીરીનબાઇ અને સોરાબશા આ ઘરમાંથી નીકલીને જુદાં રહે. પણ એવી વાત તેવણ સીધી રીતે કહી શકતાં નથી. તેથી તેવણ ચોઠડાં ફાડીને ગલે પડવાની વાત કરે છે. એવી રીતે ગલે પડવાની તેમને હાલ એક નવી તક મલી છે.

આગલ જણાવયા મુજબ હીરાંબાઇ પાસે પેલા સફેદ સાધુ આવી ગયો તે વાત શીરીન બાઇ તો પેહેલેથીજ જાણે છે, પણ સોરાબશાને તે પાછલથી જણાઇ. તેનું કારણ એ કે તેવણ તે વેલા મુંબઈથી બાહેર કંઇ કામસર ગયલા હતા. તેવણ જયારે પાછા આવયા તયારે શીરીનબાઇએ તેમને સાધુબાવાની સઘલી કહાણી કહી. તે કંઇ હીરાંબાઇની અદેખાઈથી

કહી નહી, પણ પોતાના આવંદને પોતાના ઘેરની ખરી હાલતથી જાણીતો રાખવાનાજ હેતુથી કહી. તે વાત સાંભલતાંજ સોરાબશાનો પીટો ઉછલી આવયો. તેવણે ઠેરાવ કીધો કે, એવી વેહમી ચાલ માટે હીરાંબાઇને કંઇ પણ ચકુનમ લગાડવી, અને પેલા ઠગારા સાધુને પકડાવીને સજા કરાવવી. શીરીનબાઇએ જોયું-કે વાત વધી જશે, અને ઘરમાં નવેસરથી કજીઓ જાગશે, તેથી તેવણે સોરાબશાને તેમ નહી કરવાની સલાહ આપી. સોરાબશા જોકે શીરીનબાઇની દરેક સારી સલાહ માને છે, તોબી આ વેલા તેવણ એટલા ઊસકેરાયા કે પોતાનાજ વીચાર પરમાણે કરવાની હઠ લીધી. અંતે ઘણાજ કાલાવાલાથી સમજાવતાં તેવણે એટલું કબુલ કીધું કે, તુરતવેલા ઘરમાં એ વાત છેડવી નહીં. પણ સાધુબાવાની ખોલ કરી તેનો મુદો મેલવવાને તો તેવણ બલતવારીથી તયાર થયા. તેવણે પેહેલાં, તે સાધુનાં ઠેકાણાંનો પટો મેલવયો. તે પછી તે ઠેકાણે જઇ તજવીજ ચલાવી. તેમાં એવું માલમ પડયું કે, તે સાધુતો મુંબઇથી કેાા નાહાસી ગયો છે ! વલી એવું પણ માલમ પડયું કે, તે ઘણીએક પારસણોના સેંકડો રૂપયા, અને તરેહવાર ઘરેણાં લઇને નાહસી ગયો છે. જેમ હીરાંબાઇનું "કરી મુ-

કેલુ'" દુર કરવા માટે તેણે ધનબાઈજીને ચીર-યાં, તેમ બીજી ઘણી વહેમી પારસણોને ખાલી કરી મેલેલી જણાય. અનેક કમબખ્ત પારસણો તેને બારણે આવી તેને નાહસી ગયલો જોઈ તેની ઠગાઈ અને પોતાની મુરખાઈ માટે ફોક મુકતી દેખાઈ. પણ આ ઠગારો સાધુ કયાં નાહસી ગયો છે? એ જાણવાને સોરાબશા-એ ઘણીબી કોશિશ કીધી પણ ફોકટ. અંતે તેવણ નીરાશ થઇને ઠાકા. પણ તેથી તેવણનું ઉસકેરાયલું દીલ નરમ પડયું નહી. તેવણ ઓર વધારે ઊસકેરણીમાં આવયા, અને શીરી-નબાઇને જણાવયા વગર એકદમ પોતાનાં મા અને બેહન આગલ જઈ સાધુબાવાની વાત છેડી બેઠા! એ વેલા જોકે સોરાબશાની ઊ-સકેરણી અને ગુસો હદ બાહેર ગયોછે, તોપણ પોતાની વહાલી મોહરદાર શીરી-નબાઇની સલાહ ધયાનમાં રાખીને તેવણે પોતાનાં મા બેહન સાથ તોર જોરથી વાત કરી નહીં. તેવણે "હસીને હાડ ભાંજવા" સરખી વાત કરી. તેવણે હીરાંબાઇને કહયું-"બેન, તમને એ શું વેહજાં લાગાં છે? તમે એવા વે-હેમ છોડી દેઓ, અને નકામી પઈસાની ખુ-હારી ના કરો. એ સાધુ તો એક જબરો ઠ-ગારો છે, અને જેમ તમારા તેમજ બીજા ઘ-

ણું જનના રૂપયા લઇ કેડે વટેણા વાવી ગયો છે. તે કરતાં જો તમને ખરેજ કંઇ દુખ દરદ હોય તો મને ભેદ ખોલીને કેહેવો, કે હું મારા પોતાના મીતર ડાકટરને લાવી તમારી દવા કરાણી, ને તમને સદાની માંદગીમાંથી સારાં કરૂં."

સોરાબશાએ પેલા સાધુની ઠગાઇની તથા તેના નાહાસી જવાની વાત કહી ઠપકો આપયો તે વેલા તો તેવણનાં બેન હીરાંબાઇ અને તેવણનાં મા ધનબાઇજી ચકુનમનાં મારયાં અબ્બાડાજ કરી ગયાં, પણ સોરાબશા ઘેરમાંથી બાહેર ગયા પછી તેઓએ તેમની વાતનો લાભ લેવા માંડયો. શીરીનબાઈ સાથ ચીઢડાં કાડી તેમને સતાવવાને તેઓ ઘણાં મઠતાં, પણ શીરીનબાઈ તેવું બહાનું આપતાંજ નહીં. તેથી આ સાધુની વાતનું બહાનું હીરાંબાઇને મનથી એક "સોનાની ચલ્લી" થઈ પડી. એ બહાને તેવણે ઘરમાં શીરીનબાઇ સામે નવેસરથી તોફાન મચાવયું. બંને મા દીકરીએ શીરીનબાઇને દમ બાંધીને ગાલો દેવા માંડી, અને તેવણની ઊપર બોહતાન મેલયું કે, પોતાના વરને ફુલવીને હીરાંબાઇને નાહક સતાવે છે. એ વાત તેઓએ સાધારણ રીતેજ કરવા માંડી નહીં, પણ તેને માટે એક મોટી લડાઇ જગાડી. તે લડાઇ એવી કે

તેના બુમબલાડાથી ભરભાડુતો તેમજ મોહલાનાં લોકો દોલીબાનાં ઘરમાં જમાવ થયાં, અને તે ઘેર કેટલોક વખત સુધી મછી બજાર બની રહયું. વાંચનારી બાઇઓ કદાચ અજબ થઇને પુછશે કે, હીરાંબાઇ તો મરતતોલ સીક છે, તયારે તેવણથી એવડી મોટે બુમો કેમ પડાઈ ? કદાચ તેવણનાં દીલમાં શેતાન તો નહીં ભરાયો હોય ? પણ એમાં અજબ થવાનું કંઇ નથી. હીરાંબાઈ ગમે એવાં માદાં હોય છે તે છતાં લડવાની વખતે તેવણને નવું જોર આવે છે, અને તેવણનું માથું દુખે છે તો માથે પેલો કાલો પાટો બાંધીનેબી લડે છે. તેમ આ વેલા પણ તેવણને નવું જોર આવયું છે, અને તેવણ માથે પાટો બાંધીને લડવા નીકલયાં છે.

વાંચનારી બાઇઓ કદાચ અહીં એમ ધારશે કે, હીરાંબાઇનાં આ તોફાનથી શીરીનબાઇ પણ લાંબા હાથ કરીને મેદાન પડયાં હશે. પણ નહીં. એ વેલા શીરીનબાઇ પોતાના ઓરડામાં પોતાના વરનો વાગો સીવવામાં રોકાયલાં છે. તેવણ તેજ કામમાં મશગુલ રહયાં. તેવણે જોયું કે વાત બેહેકી છે તો ખરી. તેવણે વીચાર કીધો કે હવે કરવું કેમ. તેવણને સઊથી બેહેતર રસતો એ દીસયો કે, હીરાંબાઇ અને ધનબાઈજીની વચે ન જતાં જાણે જાણતાંજ

નહી હોય તેમ બેસી રેહેવું, એટલે નાપાક શે-
તાન પોતાની મેલે ડાબો થશે. પણ એ ધાર-
ણામાં શીરીનબાઇ ઠગાયાં. જેમ શીરીનબાઈ
વધારે ચુપ રહયાં તેમ હીરાંબાઇનું જોશ વધ-
તુંજ ગયું; અને જેમ તેવણનું જોશ વધતું
ગયું તેમ તેમની લડાઇનો તમાશો જોવાને લોક
પણ વધતું ગયું. તયારે હવે શીરીનબાઇની
ધીરજ ઉઠી ગઇ. તેવણ નીરદોષ અને હીંમત-
વાન છતાં તેવણની છાતી ધપકવા લાગી. તેથી
તેવણ અંતે પોતાની જગાથી ઊઠયાં અને હી-
રાંબાઈ પાસે આવી તેમને પટાવી પસવારીને
તાડાં પાડવાનો કોશેશ કરવા લાગાં. પણ તેથી
હીરાંબાઈનાં દીલમાં ભરાયલો ભુત કંઈ નરમ
પડયો નહીં. તેવણે જોરથી એક અછાત મા-
રીને શીરીનબાઇનો હાથ પોતાનાં શરીર ઊપર
થી ખસાડી નાખ્યો. તેમ કરતાં શીરીનબાઇનાં
ચીતલ ભાગી ગયાં, તેમજ હીરાંબાઇનાં પો-
તાનાં ઘોસલાં પણ ફુટી ગયાં ! આથી હીરાંબા-
ઇને પોતાની લડાઈ ચાલુ રાખવાનું વલી
નવું બહાનું મલયું. તેવણ છાતી અને માથું
કુટીને તથા લાંબા હાથો કરીને બુમ પાડવા
લાગાં કે, "કોઇ આવો રે આઇ બાઇઓ ! કોઈ
જુવો રે માય મમાઇઓ ! કોઈ જુવો રે સગી
વહાલીઓ ! આય પેટ બરી, આય મહીરાં મુઇ,

આય ભસતે ગઈ, આય ફાટી મુઈ, આય બાપલા ખાઇ, આય ડાકણુ, આય ચુડેલ, આય વંતરી, આય માછણુ, આય ફાભા,–મને મારેચ તે! જુવો રે માય જાઇઓ, આય મારી ભોજાઇએ મારાં ઘોસલાં ફોડી નાખ્યાં તે! ઓ તું ભોજાઈની થાતી મરે રે! ઓ તું સાસરેની રેહેતી ખાટલે પડે રે! ઓ તું લડતી વહડતીને જમ પકરે રે! માય હવે હું શું કરૂં? હવે કહાં જાઊં? આય દુઓ કોણુની આગલ કેહું? હવે મારેથી નહી જીવાય જો! હવે હું નહી જીવવાની જો! હવે તો બસ હું મરીજ જાઊં! હવે તો હું બસ એકદમજ આપઘાત કરૂં! હવે તો હું હમણાંની હમણાંજ કુવો પુરૂં! ખીસો માય, ચાલો માય, મને જાવા દેવો! મને મરવા દેવો! મને કુવો પુરવા દેવો! મને અટકાવો ના!" એવી એવી હજારો ગુરા ગાલો દેતાં, એવા એવા તરહેવાર બુમાટા પાડતાં, છાતીઅને માથું કુટતાં, પગો અને હાથો પછાડતાં, છુટે માંથે અને ઊઘાડે પગે, લાલ ડોલે અને ફુંફારા મારતા દમે, આપણાં "સદાનાં માદાં" હીલ્લામાઇ–આપણાં ધનબાઇજીની "સલુકની દીકરી"–કુવો પુરવા નીકલયાં!

વાંચનારી બાનુઓ, આ વખતની જુમઍશ વીશે તમો શું ધારો છો? ગરીબ બી-

આરાં શીરીનબાઈની હાલતનો તમે શું વીચાર કીધો ? પોતાના સઘલાં ડાહાપણ, સઘલી ચાલાકી અને સઘલાં નીરદોષપણાં સાથે આ વેલા હીરાંબાઇનાં આ તોફાનથી બાપડાં શીરીનબાઇ તદન ગભરાઇ ગયાં. શું કરવું તે તેવણને સુજ પડતું નથી. કોણનો સલાહ લેવી તે તેવણને મુશકેલ થઇ પડયું છે. તમાશો જોવા આવેલી લગભગ સઘલી બઇરીઓ હીલ્લાબાઇની તરફ દીલસોજી દેખાડે છે; અને શીરીનબાઇને ચુપ રહેલાં જોઇ તેવણને ગુનેહગાર ઠેરવી સઘલીઓ તેવણને ટુપવા મંડી ગઇ છે. આથી શીરીનબાઇનાં ગભરાટનો પાર નહીં રહયો. તેવણ ઠરઠર ધ્રુજવા લાગાં. તેવણની આંખમાંથી તરતર આસું ગલવા લાંગાં. હીરાંબાઇને કુવે: પુરવા જતાં અટકાવવાને તેવણે પોતાથી બનતી કોશેશ કીધી. તેવણ તેમને પગે વટીક પડયાં. તેવણે માફ પણ માંગી. પણ જેનું નામ "હીલ્લાબાઇ" તે કંઈ સમજે? કદી નહી. સરવેએ હીલ્લાબાઈની જીંદગીની આશા છોડી. સરવેના જીવ સાંકે ઓલવાયા. સરવે કોઇ તેવણને પકડીને અટકાવવા મંડયાં. પણ ફોકટ. હવે કરવું કેમ ? શું હીલ્લાબાઇને કુવો પુરવા દઇયે ? શું તેમને પોતાનો કાજગરો જીવ ખોહવા દઇયે ? નહી ! જેવાં હીલ્લાબાઈ મજબુત છે તેવાં

તેવણનાં ભરભાદુત બઇરાંઓ-તેમની પેલી ધ-રમની માસી કાકીઓ-પણ છે. તેઓમાંથી એકે પોતાના જીવના કસમ ખાધા, બીજીએ "મને રડે જો" કરી કહયું, તરીજીએ હીલ્લાબોઇને "ડાહી દીકરી" કહી પટાવયાં, ચોથીએ શીરીનબાઇને મોડ ફુટતી ગાલો દઇ તેમને ઇનસાફ આપયો, પાંચમીએ તેમનો બરડો પસવારયો, છઠીએ તેમનું માથું દાબયું, સાતમીએ તેમને કોટી કીધી, આઠમીએ તેમને ધસડયાં, નવમીએ તેમને ફસડયાં, અને સાથે દશમીએ મલીને તેમને તેમના ઓરડામાં લઈ જઇ પલંગ ઉપર પોઢારયાં!

હીરાંબાઈ પલંગ ઊપર પોઢયાં તો ખરાં, પણ રડતાં અને રણમસ થતાં તેવણની "મદઇ-નો" જીવ બગડી આવયો. તેવણની છાતી બેસી ગઇ "મરેરે મરે-બીચારી ઉપર એકેવો સીતમ! બીચારીના એ કેવા ગરેહ! બીચારીથીકેમ જીવાય! શું હણતાંસે સઉજ હણે!" એ પ્રમાણે સઘલાં બઇરાં તેમની દયા ખાવા લાગાં. તેમને હુશીયાર કરવાને દોડાદોડ થવા લાગી. એક બઇરી છાતી સેકવા માટે આતશ લેવા દોડી. બીજી બરાંડી લેવા દોડી, તરીજી ડાકટરને તેડવા દોડી. ચોથી આઇસ લેવા દોડી, પાંચમીરાઇ લેવા દોડી અને છઠી ચાહે મુકવા દોડી. એક કહે એ-

વણને કાંદા સુંઘાડો, બીજી કહે તપકીર સુંઘા-
ડો, તરીજી કહે લુબાનની ધુંઇ આપો, અને
ચોથી કહે એવણુ આગળ છાણું બાલી-
ને ધુમાંડો કરો ! વલી એક કહે એવણનું નાખ
દાબો, બીજી કહે બતરીસી ચીરો, તીજી કહે
ડોલા ચીરો અને ચોથી તો કહે એવણનાં ના-
ખમાં ફુકમારો ! સારૂં છે કે હજુ કોઇએ હીરાં
બાઇનું માથું ફાડી નાખવા નથી કહયું ! એ
મુજબ દોડાદોડ અને ધમરચકરી મચી રહી.
આ ધમરચકરીમાં બીચારાં શીરીનબાઇના શું
આશરા ? તેવણ જાણે છે કે, હીરાંબાઇનાં છાતી
બેસવામાં ઢોંગ વધારેછે, તોબી કજીઆનું મોડું
કાલુ કરવા માટે તેવણ પણ સઘલા ભેલા હીરાં-
બાઇની મેનીજ કરવા લાગાં. પણ તેમાં તેવણ
ને કોઈ દાદ આપતું નથી. ઓર સઘલાં તેવ-
ણને તુપપીખ કરવા લાગાં. તેથી અંતે શીરી-
નબાઇને તયાંથી નીકલી જવાની ફરજ પડી.
તેવણ સઘલા ઉપાયથી નીરાશ થઇ પોતાના
ઓરડામાં ભરાઇ ગયાં, અને ખરેખર ડાકીને
લુસ થઇ ગયાં છે તથા હાડમાર થયાં છે, તેથી
ફસલાઇને એકદમ પોતાના પલંગપર પડયાં. તે
મજ તેવણ જાતે ઘણાં રાંક, શરમવાલાં અને
ચોંપવાલાં છે તેથી તેવણને આ બનાવ ઘણો-
જ ભય બરેલો લાગો, અને હવે કેમ થશે તથા

સોરાબશા કેવો એક ગુસો કરશે વગેરે વીચારથી તેમને અતીશે બેચેની થઇને અંતે તેવણને તાપ ચહડી આવી.

હીરાંબાઈ લડતાં ઠાકી જઇને તથા કુવો પુરવા જતાં અટકીને બેસુધ થયાં છે તે આપણે જાણયું. તેમની લડાઇના ગભરાટ અને ગુંચવાડાથી શીરીનબાઇને તાપ ચહડી આવી છે તેપણ આપણે જાણયું. હવે એ બંને નરણુ ભોજાઈની ખબર આપણે વારાફરતી લઇએ. પેહેલ આપણે હીલાબોઇની તરફ નજર કરયે, કાકે આજ કાલ સઘલી ધમાલજ તેવણની ઉપર છે. અતરે પેહેલો જે સવાલ આપણાં મનમાં ઉતપન થાય છે તે એજ કે, આપણાં હીલાબોઇ કેમ છે? તેવણની છાતી ઉઘડી કે નહી? તેવણ જીવતાંછે કે પોઢી રહયાં? નાં, તેમનાં ગરેહની સારી ચાલથી તેવણ કંઈ મરી ગયાં નથી. તેવણ જીવતાંજ છે. વલી તેવણની છાતી પણ ઉઘડી છે. તેવણ જરા જરા વાતચીત પણ કરી શકે છે. પણ ઘણુંજ દલગીરી ભરેલું એ છે કે, તેવણના ડોલા ફાટેલા રહે છે, અને તેવણ કંઇ ખાંતાંપીતાં નથી! અરે તોબાહ! એમ તે કંઇ ચાલે? એમતો હીરાંબાઇની "મદદ" ની માય મરીજાય તવારે તેવણને કંઇ ખવાડવું તો જોઇયેજ, પણ તેવણનાં ગલાંમાં કંઇ ઉતર-

તું નહી તેનું કેમ? તેનો ખી ઉપાય સેહલ છે. તેવણ પોતાનાં માયની "સલુકની દીકરી" છે, અને તેથી માયનો સખુન તેવણ કદી પાછો ફેરવતાં નથી. તેથી જો માએ ખાવા કહે અને મોડાં વાટે ખોરાક પેટમાં નહીજ જઇ શકે તો તેવણ પોતાનાં ગળામાં ભુંગલી મુકાવીને પણ પેટમાં ખોરાક ઉતારે ! પણ એટલું બધું કરવાની જરૂર નથી. હીરાંબાઇને ગલે થોડીજ મીનીટમાં ખોરાક ઊતરવા લાગો. તેમાં પેહલે જરા કુમલી ચાહે ઊતરી, તે પછી જરા દુધ સાથની કાંજી ઉતરી. તે પછી જરા મરઘીનાં પીલાનો સુપ ઉતરયો. તે પછી જરા હાફબોઇલ ઈંડાં ઊતરયાં. તે પછી જરા પાણીના ગર સાથે જેલી ઊતરી. તે પછી જરા બરાંડી ઉતરયો, તે પછી એકુએ તાજાં પનીર ઉતરયાં તે પછી જરા રોસટ કીધેલાં હલવાન નો નરમ ભાગ ઉતરયો. તે પછી જરા કતલેસને કબાબ ઉતરયા તે પછી જરા મોઢું સમારવાની મીઠાઈ ઉતરી, અને એ મુજબ જેમ જેમ વખત આગલ વધતો ગયો અને ગલું ખુલું થતું ગયું તેમ તેમ આખી દુનયાની સઘલી સવાદીષટ વસતુઓ પોતાની મેલે ગપોગપ અને ડપોડપ હીલ્લાબાઇનાં ગલામાં સરી જવા લાગી !

વાંચનારી બાઇઓ કદાચ એવું વીચાર શે કે, ચાલો આપણે હવે પરવારી ગયાં, અને

હીરાંબાઇનાં દીલમાં ભરાયલો ભુત નીકલી ગયો. પણ ના, તેમ નથી. તેવણ હુશયાર તો થયાં ખરાં, પણ શીરીનબાઇ તરફથી તેવણ ઉપર જે ભારી જુલમ ગુજરયો છે તેનો કરોધ કંઇ તેવણનાં દીલમાંથી જતો રહયો નથી. તેમજ લોકોએ ફજેતી જોઇ તેથી તેવણનું ગાત થઇ ગયું છે. તેથી બસ તેવણે ઠરાવ કીધો છે કે, જીવવાં કરતાં મરવુંજ બેહેતર તે મુજબ તેવણ ખાઇપીને ઘડીએ ને પલે કુવો પુરવા જવાની બીહીક આપે છે. અભાગયો કુવો પણ ઘેરની અંદરજ છે. તેથી રખેને કરોધનાં મારયાં હીરાંબાઇ તેમાં જીપલાવી દીયે માટે જરા સંભાલ રાખવી જોઈયે. પણ આ વેલાની તેવણની કુવો પુરવાની રીત જુદીજ છે. પેહેલની પેઠે તેવણ હવે લડી વહડી ખુમખલાડા પાડીને કુવો પુરવા જતાં નથી, કારણ તેમ કરવાથી તો લોકો તેવણને અટકાવે છે, અને તેથી બીચારો કુવો બીહીને તેવણથી આંઘો નાહાસે છે! માટે તેવણે ઠેરાવ કીધો કે હવે તો કોઇનેબી જણાવયા વગર બસ હલુસે અને એકદમ કુવો પુરી દેવો. અરરર! હવે કેમ થશે! તયારે તો જરા રાતને વખતે સાહુચેતી રાખવી જોઇશે!

અભાગણી રાતબી પડી. ઘરમાં સઊ સુતમસુતા થઇ ગયું છે. ભરબાફુતો ઊંઘાઈ ગયાં

છે, અને ઘેરમાનાં લોકો પણ ઉંઘાઇ ગયાં છે. ધનબાઇજી જો કે ઉંઘાવાનાંજ નહી હતાં, તો બી નાપાક શેતાન ગાલિબ થયાથી તેવણને જરા જકુ લાગી છે. એ તકનો લાભ હીરાબાઇએ લીધો. તેવણ પલંગ ઉપરથી ઉઠાય નહી તોબી જેમ તેમ કરીને હલુસે ઉઠયાં. માથુંબાનું બાંધી સોજી સાડીબાડી પેહેડી તઇયાર થયાં—જાણે લગન કરવા જતાં હોયની તેમ ! આ તઇયારી કરતાંજ તેવણને પા અરધો કલાક નીકલી ગયો. અલબતે તેવણ તો એવુંજ ચાહે છે કે માય સુતેલાં જાગે નહી તો ઘણું સારૂં, કે ગુપચુપ કુવો પુરાઇ જાય ! તેવણનાં થાંસવાના તો નહીંજ હતાં, તે છતાં કમબખ્ત થાંસો આવયો. પણ તેથીબી તેવણનાં મા કંઈ જાગયાં નહી. તેવણ કાંસવાનાં તો નહીજ હતાં તે છતાં તેવણથી કંસાઈ ગયું. પણ તેથીબી તેવણનાં મા કંઈ જાગયાં નહી. તેવણ રડવાનાં તો નહીજ હતાં તે છતાં તેવણથી રડાઇ ગયું. પણ તેથીબી તેવણના મા કંઇ જાગયાં નહી. તયારે હવે ? અંતે તેવણ આગલ ચાલયાં. તેવણ પગલાં ઘણાંજ અલકસે મેલવાનાં હતાં તે છતાં અભાગયા પગો ધપક ધપક ઠોકાવા લાગા ! પણ તેથીબી તેવણનાં મા કંઈ જાગયાં નહીં. હવે કેમ કરવું ? અંતે તેવણે ઓરડાનાં બાર-

ણુનો અડગરો ઊંઘાડીયો. તેવણે ઘણી સંભાલ રાખી કે અડગરો ઠોકાય નહીં, પણ શું ? અડગરો તે વલી અડગરોજ ! તે કમબખ્ત કંઈ ઠોકાયા વગર રહે ? ના નહી, તે તો ધરોધર ઠોકાયો. પણ તેથીબી તેવણનાં માં કંઇ જાગયાં નહી. હવે તો હદ થઇ ! પણ કંઈ ચીંતા નહી. હીરાંબાઇએ હીમત ધરી ઓરડાના ઊંબરની બાહેર પગ મેલયો. તે મેલતાં તેવણે ઘણી સંભાલ રાખી કે પડી જવાય નહી. પણ તે છતાં ઊંબર પરથી તેવણનો બીજો પગ સરયો, અને તેવણ ધરરરર ધુમ કરીને પડી ગયાં. (વાંચનારી બાઇઓએ એમતો કદી સમજવું નહી કે હીલ્લાબોઈ જાણી જોઇને ઢોંગ કરવા પડી ગયાં !) તેવણ જેવાં પડયાં તેવાંજ ધનબાઈજી જપકી ફારખાઇને જાગી ઊઠયાં, અને "ઓ મારી હીલા !" "ઓ મારી સલુકની દીકરી" એમ બોલી દોડતાજ કે જઇ હીરાંબાઇને પકડી પાડયાં, અને જેટલી પડાય એટલી મોટે બુમ પાડીને તથા છાતી કુટીને બોલવા લાગાં, કે " ઓ કોઇઆઇઓ બાઇઓ આવોરે ! ઓ હમારૂં સતયાનાશ વલી ગયું રે !" એક તરફથી ધનબાઇજી એવી તરેહવાર બુમ પાડવા લાગાં અને બીજી તરફથી હીલ્લાબોઇ ડસકાં ખાઇ ખાઇને રડવાં લાગાં—જાણે કંઇ માહેતમ પડી હોય

ની તેમ ! અને માં દીકરીના એ કલબલાટથી ઘેર માનાં સરવે જાગી ઉઠયાં. ભરભાડુતો સરવે જપકી ઊઠયાં. મોહોલાવાળાં સરવે ચોંકી ઊઠયાં. લોકોમાં દોડાદોડ પડી ! અરે શું છે ? અરે એ શું થયું ! કોઈ કહેજે આગ લાગી ! કોઇ કહેજે ચોર આવયા ! કોઇ કહેજે ખુન થયું ! અને કોઇતો કહેજે શેતાન જાગો ! અરે કયાં ? અરે કોનાં ઘરમાં ? તો કેહેજે દોલીબાનાં ઘરમાં ! એથી સરવે કોઈ દોડાદોડ કરતાં મધરાતે દોલીબાનાં ઘરમાં દોડી આવયાં. તેમાં ઘણીખરી બઇરીઓ સાડી પેહડયા વગર અને કેટલીક બઇરીઓ ખાંધપર સાડી નાખીને આવી, અને ઘણા ખરા માટીડાઓ માથાપર માતર ટોપી સાથેજ આવયા. સરવે કોઈ ઈંતેજારીથી પુછવા લાગાં કે શું છે. તેમાં પેહલે તો ધનબાઇજી એવું કેહવા લાગાં કે "મારા ઘરમાં ભુતનો આરો થયો, ને મારી હીલાંને ભુતે ભોલવીચ !" તે પછી વલી કેહવા લાગાં કે, "મારી હીલ્લાને વલી કોઇએ કરી મુકયુંચ તેથી તે મેડ થઇ ગઇચ ને પલંગ ઉપરથી ઊઠીને નાહાસી જવા માંગેચ !" પણ નહીં એ સઘલી વાત ખોટી પડી. અંતે સઘલાંની ખાતરી થઇ કે, એતો ધનબાઈજીની "સલુકની દીકરી" "હીલ્લા" કુવો પુરવા નીકલી છે ! કાં વારૂં ? કુવો શું કરવા પુરે ? તો કેહજે

ભોજાઇનો જુલમ ઘણો છે ! પણ ભોજાઇ રાતને વખત સુતેલી કેમ જુલમ કરવા આવી ? તો કહેને તે છુપાં ધંતર મંતર કરીને હીરાંબાઈને એમજ ઝપકાવેચ ! આથી વલી સરવે કોઇ હીરાંબાઇની દયા ખાવા લાગાં, અને શીરીનબાઇને ઠુપવા લાગાં. તેઓએ હીરાંબાઇને પાછાં ફેરવવાની કોશીશ કીધી, પણ હીરાંબાઈ કંઇ એકનાં બે નહી થયાં તોબી મહા મેહનતે જેમ તેમ કરતાં, તેવણને અટકાવી પાછાં ફેરવી ખાટલાપર લાવી નાખયાં.

હીલ્લાબોઇને મધરાતને વખત કુવો પુરવા જતાં અટકાવીને ખાટલા ઊપર નાખયાં તો ખરાં, પણ તેપર પડયાં પડયાં તેવણે કલાપીટ કરવાને કંઈ બાકી રાખી નહી. તેવી હાલતમાં એ દુખયારી રાત પસાર થઇ. હીરાંબાઇ પશતાવા ઉપર પશતાવો કરવા લાગાં કે, મુવો કુવો નહીજ પુરાયો ! કુવો નહીજ પુરાયો, પણ તેથી કંઈ તેવણે હજુબી પોતાનો ઠેરાવ છોડયો નહી. તેવણ હરઘડીએ કુવો પુરવાની તક ખોલતાંજ રહયાં. તેમની એ વાત ઘણી જોખમ ભરેલી થઈ પડી. હવે તો કંઇબી ઊપાય થવો જોઇયે. તે ઉપાય કોઇયે નહી પણ કુદરતે કીધો. એવું બનયું કે, આ ગભરાટના અરસામાં ધનબાઈજીનાં એક ઘણાં અંગત સ-

હીના વર છેક પરેલમાં ગુજરી ગયા, અને તયાં બેસવા જવાની વાત આવી લાગી. ધનબાઇજી વીમાસણમાં પડયાં કે હીરાંબાઇને એમનાં એમ મુકીને સહીને તયાં બેસવા જવું કે નહીં. જો બેસવા જાય છે તો હીરાંબાઇની ફીકર રહે છે, કેમકે તેવણે હજુ કુવો પુરવાનો ધાસો બંધ કીધો નથી. જો બેસવા નથી જતાં તો પરેલવાલાં સહીને અપમાન થાય એવું બને છે. ધનબાઇજીનાં આ પરેલવાલાં સહી કંઇ જેવાં તેવાં નથી. તેવણ ધનબાઇજીનાં જીવેજાનનાં અને સુજગુજનાં સહી છે. બને સહીઓ એક બીજી ઉપર ધરૂપરૂ છે ને એકમેકનાં "ઓવારયાં પાણી" પીયે છે. જયારેબી ધનબાઇજીને તયાં બાજ કે ધંબાર થાય છે તયારે તેવણ પોતાનાં આ પરેલવાલાં સહીને તયાં ફરૂટના અને ખાજાં સીંગરના મોટા મોટા ખુમચા અને દશ બાર વાણીનાં મઘમઘતાં ભાણાં મોકલે છે. તેમજ જયારેબી પરેલવાલાં સહીને તયાં કંઇ "સારૂં રૂરૂં" હોય છે તયારે તયાંથી ધનબાઇજીને વરે શેવ, મલીદો, લાડવા અને જલેબીના ખુમચા આવે છે. વલી એવી મોકલચાકલબી કંઇ વરસે છ મહીનેજ નહી, પણ મહીને બે મહીને અને કેટલીક વાર તો મહીનામાં બબે તરણ તરણ વખત થાય છે. તેઓ

એવી એવી ભેટ સોગાત કરવા ઊપરાંત વલી એક બીજાંને કામકાજમાં પણ મદદ કરતાં રહે- છે. એક બીજાને તયાંનું ભરવા ગુઠવા વગેરે નું કામ કરાવી આપે છે, તથા પોતપોતાના પસંદ કીધેલા ચીકનદોજ, કાપડયા તથા હોરાજીઓ વગેરેને એક બીજાને તયાં મોકલી તેમને વરતાવે છે. એવું એવું હેત પ્રીત તેઓ ઘણું કરે છે. એવાં એક સહીના વર ગુજરી જાય તો તયાં ધનબાઈજીએ માતર બેસવાજ જવું નહી જોઇયે, પણ રડવા કુટવા જાય તે પણ થોડું છે. એવુ સાંટક હોવાથી ધનબાઇજીએ અંતે બેસવા જવાનો ઠેરાવ કીધો, અને જેમ તેમ જીવને મનાવી, સાહુચેતીના દરેક ઘટતા ઉપાય લેઇ હીરાંબાઇને વીહીલાં મુકી તેવણ બેસવા ગયાં. પણ એક ગમ તેવણ બેસવા ગયાં કે બીજી ગમ આપણાં હીલ્લાબાઇ કુવો પુરવા તઇયાર થયાં! તેવણે જોયું કે કુવો પુરવાની આ ઘણી સરસ તક છે. ઘરમાં માય પણ નથી ને માસી કાકી પણ નથી. તેથી તેવણ વલી કંઇ "તેરા કુતા મેરી કોહાડી" જેવું બહાનું કહાડી કુવો પુરવા તઇયાર થયાં. અલબત તેમનું કુવો પુરવાનું આ રમખાણ તરીજે ઊફલેનું છે. હવે કેમ કરવું? વલી ઘરમાં ગડબડ થઈ રહી, અને સઘલાનાં જીવ વંમ-

લમાં પડયા. બધાં તેમને અટકાવવાની ઘણી-બી કોશેશ કરવા લાગાં, પણ ફોકટ.

પણ "ઓદા પાધરો તો વેરી આંધલો." હીરાંબાઈ જેવાં કુવો પુરવા તઇયાર થયાં તેવાજ તેવણના પેલા બુજરોગ મામા નશરવાનજી ત-યાં અચીતા આવી લાગા ! આ મામાને હીરાં-બાઇની કુવો પુરવા વગેરેની સઘલી મચખુદી-ની ખબર પડેલી છે. તેથી તેવણને ઘણો ગુસો લાગો છે, અને તેવણે એવો ઠેરાવ કીધો છે કે હીરાંબાઇને જરા ચાનક લગાડવી. તેવણ ઊમરે પોંહચેલા અને જમાનાના બાધેલા તથા બરા પાહાવરદા છે, તેતો આપણે જાણયે છઇયે. તે વણ ઊપર દુનીયાની તરેહવાર સુકી લીલી પડે લી છે, તે એટલે વેર કે તેવણનાં ઘણીઆણી પણ આગલ એમજ કુવો પુરવા જતાં હતાં. તેથી કુવો પુરવાની ખરી દયાનતથી કુવો પુરવા જનારનું ડોલ કેવું હોય છે, અને સામેવાલાંને માતર ધમકી આપવાને માટે કુવો પુરવા જવા-નો ઢોંગ કરનારનું ડોલ કેવું હોય છે, તે તેવણ સારી રીતે સમજે છે. તેમજ હીરાંબાઈનાં જેવાં ઢોંગી કુવો પુરવા જનારની ઓડ કેમ મેલાવવી તે તેવણ બરાબર સમજેછે. તેવણ જેવા પોતાનાં બેહનનાં ઘરમાં આવી લાગા તેવાજ જોય શું કે, હીરાંબાઈ કુવો પુરવા માંગે છે, અને તેમને અ-

ટકાવતાં સઘલાં રણુમસ થઇ જાય છે. એ દેખા-
વ જોતાંજ તેવણુનાં ભીગ ફરી ગયાં. તેવણુનો
પારો એટલો ઊછલો આવયો કે, જાણે બસ
હમણાના હમણાંજ હીલ્લાબાઇને ઊંચકીને એ-
મના એમ કુવામાં ફેંકી દેય. પણુ તે છતાં તેવણે
પોતાના ગુસાને દબાવયો. તેવણે પેહેલાં તો
હીરાંબાઇને સમજાવી પટાવીને કહયું કે, પાછાં
ફરો. પણુ ફોકટ. તેથી તેવણુને હોકમ કરીને ક-
હયું કે પાછાં ફરો. પણુ તેબી ફોકટ. હીરાંબાઇ
એ તે કશાંને મચક આપયું નહી. તેથી મામા-
જીનો મીજાજ પુરોજ હાથથી ગયો. તેવણે
ડોલા કકડાવી નાકનાં ફીફરાં પોહલાં કરી સઘલાં
બઇરાંને એકદમ હોકમ કીધો કે "તમો કોઇ
વચે ના આવો. એ કુવોજ પુરવા માગેચ તો
પુરવા દેવો. એનાં નસીબમાં કુવોજ પુરવા સર
જેલું હશે તો તેને તમો કેમ અટકાવી શકશો."
પછી હીરાંબાઇને કહયું કે, "જાઓ, કુવો પુરવા
ગમેચ તો બેલાશક પુરો! પેલો કુવો ઊઘાડો છે
તમને કોઇ અટકાવતું નથી. તમો પડશો અને
હમો ઉપરથી ટોપલો ભરીને ધુલ નાંખશું!"

આ સાંભલતાંજ હીરાંબાઇના ટાંકા ઢીલા
થયા. તેવણુની સુધ ઠેકાણે આવી ગઇ. તેવ-
ણુને ભારે ચાંઇ લાગું. પણુ તેથી શું તેવણુ
પાછાં ફરે? જેનું નામ હીલ્લાબાઇ તે કંઇ એ

ટલાંથી હટી જાય? ના! તેથી તો તેવણની નોક જાય. માટે તેવણે "એંચ પકડ, મુને જોર આતા હે" તેવી તાલ કરવા માંડી. તેવણે હલુસે પોતાના મનમાં પોતાના મામાને લાખ લાખ ગાલો દીધી, અને પછી ટુકમાંજ જવાબ દીધો કે, "હા કુવો નહી પુરશું તો શું જોયા કરશું કે? હમે કુવો પુરી મરી જઇશું, ને તમો અખઇ રેહા દોહડસો વરસ જીવીને સુખ ભોગવજો!" નશરવાનજી મામાએ એનો એટલોજ ઉતર વાલયો કે, "તમે હવે ઓટી ના થાવો;" અને હીરાંબાઇ જાણે તેથી ખુશી થતાં હોય તેમ કુવો પુરવા આગલ વધયાં. સરવેનાં પેટમાં ધ્રુજરી છુટી, પણ મામાજીનો એક બાલ બી હીલયો નહી. તેવણની નાડ ઠેકાણે છે. એમ કરતાં હીરાંબાઈ કુવા આગલ જઇ પોંહચયાં. બીજાંઓએ તેમને અટકાવવા જવાની કોશિશ કીધી, પણ નશરવાનજી મામાએ સઉને પાછાં વાલીને કહયું કે, "તમોએ વચે આવવું નહી, એ મરશે તેનો જોખમદાર હું છું." મામાજીનું એટલું કેહવું કે હીરાંબાઇ વલી આગલ ચાલયાં. સરવેએ ધારયું કે હવે તો હીરાંબાઇ ખચીત કુવો પુરશે. પેહલે હીરાંબાઇ જેવાં કુવા ઉપર જઇ પુગાં કે તેવણે કુવામાં ડોકાવીને જોયું; પણ પડયાં

નહીં. પછી તેવણે કુવાને પગે લાગી નાખ્ખ્રસણી કીધી; પણ પડયાં નહી. પછી તેવણે કશતી છોડી તેને થરરર કરી પઓડી નાપાક શેતાનપર લયાનત નાખ્ખીને પાછી બાંધી; પણ હજ્જુ કુવામાં પડયાં નહીં. છેલે તેવણે મામા તરફ જોઇને કહ્યું કે “ મામાજી પડુંચ જો! ” મામાએ કહ્યું કે “ બેલાશક પડો ! એમાં પુછવાનું શું વલી ?” હીરાંબાઇએ ફરી કુવામાં ડોકાવયું; અને સરવેએ ખાતરીથી માનયું કે, હવે તો હીરાંબાઇ ખચીતજ પડશે. અને ખચીત હીરાંબાઈ ધરરર કરતાં પડયાં પણ ખરાં ! પણ તે કીયાં પડયાં ? કુવામાં નહીં હો ! તેવણ તો કુવાની બાહેર પડયાં ! એવી રીતે કે જાણે કુવાના પાણી જોઇને તેમને ફેર આવી હોયની તેમ! એ જોતાંજ કેટલીક બઇરીઓ તેમની આગલ દોડી ગઇ, અને તેમને “ધરતી આઇએ ઝીલયાં ” કરીને ઉઠાડયાં, અને માથે ધુલનું ટીલું કીધું! હીરાંબાઇ ગુપચુપ ઉઠયાં, અને પેલાં બઇરાંની સાથે કુવા આગલથી પાછું ફરવા માંડયું. પણ તેટલાંથી તેવણના મામા કંઇ ઠંડા પડયા નહી. તેઓ હીરાંબાઇને ચકુનમ લગાડવા માટે પાછા બોલયા કે, “ કેમ હીરાંબાઈ, કુવામાં પડવાનાં હતાં તો કુવાની બાહેર શામાટે પડયાં, ને વલી પાછાં કાં ફરો-

ચ? હવે તો એમબીને એમબી કુવામાંજ પ-ડો!” આ સાંભલતાં હીરાંબાઇને બરડે પાણી ઊતરયું. શું બોલવું તે તેવણને સુજ પડયું નહી. તેવણ એટલુંજ બોલયાં કે, “પણ મામાજી, તયારે હું મારાં સુનાં રૂપાનાં માયને મલયા વગરજ કુવામાં પડીને મરી જાઊં કે?” મામાએ કહ્યું કે, “જયાં મરવાજ બેઠાં તયાં માય શાનાં ને બાવા કેવા? તમે કુવોજ પુરવા માગેચ તો પુરો; ચાલો ઉતાવલ કરો; એમ બહાંના કહાડીને અખાડા શું કરોચ?” આથી હીરાંબાઇનો છેકજ રકાસ થઈ ગયો. તેવણને હવે શું કરવું તેની સુધબુધ નહી રહી. તેવણ “અરે,” “ઓ,” “પણ,” “તયારે,” ‘માય,” “બાવા” એવા એવા બોલો બોલતાં પેલાં બઇરાંઓની સાથે પગલાં પાછાં ફેરવતાં ગયાં, અને તે બઇરાંઓ પણ તેમની ચકુનમ નરમ પાડવા માટે બોલયાં કે, “ચાલો બાવા નશરવાનજી, હવે માફ કરો. એ બીચારીબી શું કરે? એનોબી મુવો દડાડોજ પબોરાઈ જાવાનો છે તેમાં એનો શું વાંક!” મામાએ જોયું કે હવે ઘણું થઇ ગયું. તેથી હીરાંબાઇને તેમના ઓરડામાં પાછાં લાવયા પછી કેટલીક શીખામણ દઇને તેમજ પાછાં પટાવી લઇને અને છેલે તેવણ પાસેથી, ફરી

એવું નહી કરે એવી કબુલાત લઇને તેવણ પોતાને ઘેર ગયા.

હીલ્લાબોઇનું કુવો પુરવાનું હડખું તો તેવણના મામાજીની યુકતીથી ભાગેલું આપણે જોયું, પણ આપણાં ગરીબ બીચારાં શીરીન બાઇનું શું થયું ? તેવણને છેલાં આપણે તાપે પડેલાં જોયાં છે. આ તાપ તેવાણને હીરાંબાઇએ કીધેલાં તોફાનના ગભરાટને લીધે આવેલી છે. તે કંઈ માતર આ એકજ વેલાના ગભરાટને લીધે આવી નથી. હીરાંબાઈ તરફનો ચાલુ સંતાપ અને તેને લીધે થતી ચાલુ અડચણો ખમતાં બીચારાં શીરીનબાઇ શેવટે આ ફેલ્જે પુગાં છે. તેમની આ તાપ કદાચ જલદી પાછી નીકલી જાત, પણ તેની દવાદારૂ તથા બીજી મેનીજ થઇ નહી, તેથી તે વધી પડી છે. શીરીનબાઇ પોતે તો અલબતે પોતાની મેનીજ કરવાને અશકતજ થઇ પડેલાં છે. ઘરમાં સાસુ નરણ તો તેમનાં "હેટના કટકાજ" પડયાં, એટલે "સુપડે ને ટાપલે" મેનીજ કરે ! તેમાં વલી હીલ્લાબોઈ કુવો પુરવા માટે ઘોડે ચહડેલાં તેની સારવાર કરવાને લીધે શીરીનબાઈ મરેચ કે જીવેચ તેનું કોઇને ભાન બી નહી રહયું. પણ વધારે અફસોસ ભરેલું તો એ બનયું છે કે, તેવણના પયારા ખાવંદ સોરાબશા એકાએક ગેરહાજર થ-

ઇ પડયા છે. તેવણ જે વેપારી આફીસમાં ચાક-રી છે તેનાં કંઈ ઘણાં અગતનાં કારણસર તેવ-ણને મુંબઇથી બાહાર બીજે ગામ જવું પડયું છે. આથી શીરીનબાઈનાં સંકટનો પાર નથી. તેવણને પોતાનું એકલાંનુંજ સંભાલવાનું ન-થી. પણ પોતાની નાનકડી નાજુક બુચીનું પણ સંભાલવાનું છે.

વાંચનારી બાહાઓને અહીં અજાયબી ઉપજશે કે, શીરીનબાઇની બુચી એટલે શું, અ ને તે બુચી કયારની! તેનો ખુલાસો એ છે કે, શીરીનબાઇને પેટે ખોદાની મેહેરબાનીથી એક બેટી અવતરેલી છે. તેણી હાલ તરણ વરસનું ફુલ બાલક છે. તેણીનું નામ **નાજાં** કરીને રા-ખેલું છે. તેણી પોતાની માના જેવીજ ખુબસુ-રત છે. તે સાથે ચાલાક પણ તેવીજ છે. તેણી ઘણી બોલકણી અને અતીશે મલતાવડા સવ-ભાવનીછે. સોરાબશાને મનસે તો તે એક તેમ-નું રમકડુંજ થઇ પડયું છે. પણ શીરીનબાઇને મનસે તો તેવણનો એક વજીર થઈ પડી છે, કારણ ઘરમાંથી જયારેબી સોરાબશા બાહાર જા ય છે, અને સાસુ નરણ તરફનો સંતાપ થાયછે, તયારે તેવણ પોતાનાં આ નાનકડાં બાલકની મધુર બોલી અને ફરેશતાઈ પયારથી ગમત ત-થા હીમત મેલવે છે. પણ આ વેલા માડે બાયગે

આ નાની નાજાં પણ આજારી પડેલી છે. તેણીને ગોવરૂં ઊભરી નીકલયું છે, અને તેના જોરથી તેણીને પણ તાપ આવે છે. અફસોસ! હવે કરવું કેમ? શીરીનબાઇને પોતાની આઝી ફીકર લાગતી નથી, પણ પોતાનાં આ પશુ બાલકની તનદરૂસતી અને સલામતીની બહુજ ફીકર લાગે છે. તેવણને ભરૂસો હતો કે તેવણના સસરા દોલીબા તેવણની કંઈ દાદ લેશે, કારણ હંમેશાં તેઓ એવાં સાંટકની વેલા, પોતાની બાયડી અને છોકરીથી ઉપરવારા થઇને શીરીન બાઇની તથા નાજાંની પુછપરછ કરતા તથા તેઓની હાજત પુરી પાડતા હતા. શીરીનબાઇ ની સારી ચાલ અને માયાલુ સવભાવને લીધે તેવણ તેણીની તરફ ઘણી મોહબત અને પુરતું માન ધરાવતા હતા. અને નાની નાજાં તો તેવણ ના દીલમાં આખી દુનયા કરતાં પયારી થઇ પડી હતી. નાજાં વગરતો દોલીબાને એક પલવાર પણ ચાલતું નહતું. પણ વાંચનારી બાઇઓ જાણીને અચીત દલગીર થશે કે, આ વેલા તેથી ઊલટુંજ બનયુંછે. હોસ્રાબોઇનો કુવો પુરવાનો ફેસતો હદ બાહાર થઈ પડયો તેથી, તથા ધનબાઇજીએ અતીશે કાન ભરયા તેથી, અને ભર ભાદુતોએ તેમાં સારી પેઠ લીબુ નીચવી આપયું તેથી, આ વેલા દોલીબાનું માથું ફરી ગયું

છે. કહેવત છે કે, "ફરમે ફરેસતાબી કરે;" તેમ બીચારા ફરેશતા જેવા ભલા અને ભોલા દોલીબાનું માથું પણ ફરેબથી અંતે ફરી ગયું છે. તેમનું માથું ઘણી વેલા એમજ ફેરવી નાખવામાં આવતું હતું, પણ શીરીનબાઇ પોતાની મધુર બોલી અને સાચી વાતથી તેવણનું ફરેલું માથું પાછું ઠેકાણે લાવયા કરતાં હતાં. પણ આ વેલા તો તેવણને પોતાનાજ જીવનું પડેલું છે. પોતાની સખત માંદગીને લીધે તેવણ પોતાનો બચાવ કંઇ કરી શકયાં નથી. તેથી દોલીબાએ તો એમજ માની લીધું છે કે, શીરીનબાઇનાં હાડમાં ઉસયાલું છે, તેથી તેવણ મોડું શું નાખે દેખાડે!

એવી હાલતમાં શીરીનબાઈ અને તેમની નાની નાજાં પછડાઇ પડેલાં છે. તેમની દવાનું ઠેકાણું નથી તો નથીજ, પણ તેમને ગોટ કાંજીના પણ વાખા પડે છે. તેવણનાં મા બાપ તો નથીજ, પણ તેવણનાં નામ લેણાં સગાં તરીકે તેવણનાં મામા મામી છે, તેમનું ઘેર ઘણું આઘું છે, અને તેમને શીરીનબાઈની આ હાલત વીશેની ખબર પણ કોઇએ પોહચાડી નથી. એવો હાદેસો વધુ દીવસ ચાલુ રહયાથી શીરીનબાઈની તેમજ નાજાંની માંદગી વધી ગઇ છે. તેઓ બંનેનાં અંગ નબા-

ઇ ગયાં છે. પણ એટલુંજ નથી. શીરીનબા-
ઇની સાધારણ તાપે આગલ વધીને ભ-
જાંની તાપનું રૂપ પકડયું છે. શીરીનબાઇ
પોતાની આ ભય ભરેલી માંદગીમાં કદાચ મ-
રીબી જાત; પણ નહી. તેવણની ભલાઇ તેવ-
ણને આડે આવી. સાચવટને ચાહનાર ખો-
દાતાલાએ તેવણને આ મુશકેલીમાં એક ગે-
બી મદદ કરી. તેણે એક એજગેબી ફરેશતો
તેવણ આગલ અંચાતો મોકલયો! તે ફરેશ-
તો કોઇજ નહી પણ તેવણના સોરાબશાના
જાની મીતર જેહાંગીરશા છે. જેહાંગીરશા સો-
રાબશાની ગેરહાજરીને ઘણા દીવસ થયાથી તે-
મનાં બચ્ચાં છોકરાંની ખબર લેવા આવયા.
તેવણ હમેશ એ પરમાણે આવતા હતા. પણ
આ વેલા આવીને તેવણ જોય શું? જોતાંજ
તેવણની છાતી ફાટી ગઇ. નાજુક નાજાં પા-
લણાંમાં પડીને જખમી થયલાં કબુતરની પેઠે
તફડે છે. લાયકી વાલાં શીરીનબાઇ મુરદાંની પેઠે
બેસુધ હાલતમાં પલંગ ઊપર ચતાંપાટ પડેલાં
છે. બંનેનાં મોડાંનો રંગ બદલાઇને ફીકો ફચ
થઈ ગયલો છે. બંનેનું માંશ ગલાઇને શરીર
ઊપરનાં હાડકાં ગણાય છે. બંનેના કપડાં ગલી-
ચ થઇ ગયલાં છે. જે ઓરડો હમેશાં કાચ
જેવો સાફ રેહેતો તે હાલહવાલ થઈ ગયલો છે.

આ કંગાલ્યત જોતાંજ જેહાંગીરશાની આંખમાં આંસુ આવી ગયાં. તેવણે પરથમ નાજાંને ગોદમાં ડાખીને ઓકી કીધી. તે પછી તેવણે શીરીનબાઇને બોલાવી તેમની હાલતની ખબર મેલવવાને કોશેશ કીધી. સારે ભાયગે શીરીનબાઇની તાપનું જોર આ વખતે જરા નરમ પડતું જાય છે, તેથી કેટલેક વારે તેવણ "હા" યા "ના" નો જવાબ દઇ શકે છે. શીરીનબાઇએ પોતાના ચેહેરાની ઇશારતથી પેહેલે જે માંગયું તે એ કે, સોરાબશાને તુરત તેડાવો! જેહાંગીરશાએ તેમ કરવાને વીલમ લગાડયો નહી. તેવણે તતકાલ તાર કીધો, અને બીજેજ દીવસે સોરાબશા પોતાનાં વાહાલાં બચાં અને બાયડી આગલ આવી હાજર થયા.

સોરાબશા આવવાની ખબરથીજ શીરીનબાઇનું અરધું દુખ કપાઇ ગયું. આવતાંને વાર એક કાબેલ ડાકટરને બોલાવી તેવણે પોતાની વાહાલી બોહરદાર અને લાડકવાયાં બચાંની ચાંપતી દવા ચાલુ કીધી. ખોદાની મેહેરબાનીથી બંનેને ફેર પડતો ગયો, અને એક પખવાડયે બંને મા દીકરી લગભગ પોતાની માંદગી અને મોતને ઠોકર મારી તેમના જાલમ પંજામાંથી મોકલાં થયાં.

પોતાની ભય ભરેલી માંદગીમાંથી મોકલાં થયા પછી શીરીનબાઇએ સઘલી વાતથી સો.

રાબશાને વાકેફ કીધા. તેવણે પોતાની માંદગોનું કારણ તેમને જણાવયું, અને તે જોડે હીલ્લાબાઇને કુવો પુરવાની વાત પણ જણાવી. સઘલી વાત સાંભલયા પછી અને સઘલી હાલત ધયાનમાં લીધા પછી સોરાબશા એવા ઠરાવ ઉપર આવયા કે, હવે આ ઘરમાં રેહવામાં શોભા નથી. તેવણને સઘલી અગવડો લઇ ચલાવવા જોગ લાગી, પણ પોતાની વાહાલી મોહરદાર અને નીરદોષ બચાંની તનદરૂસતી અને જીંદગીના જોખમની વાતથી તેવણની ધીરજ સબરદબર ઉઠી ગઇ. તેથી તેવણે નીશચ્ચય કીધો કે બાપનાં ઘેરને છેલી સલામ કરી કોઇ ભાડેનું ઘેર લઇને જુદું રેહેવું. સોરાબશાનો એ વીચાર કંઇ આજકાલનો નથી. તે ઘણા લાંબા વખતનો છે. પણ શીરીનબાઇ પોતાની અને પોતાના ખાવંદની શકતી અને હાલતનો વીચાર કરીને, તેમજ માબાપ અથવા સાસુ સસરા સાથ રહેવાના ફાયદા જણાવીને તેવણને વાલયા કરતાં હતાં. પણ આ વેલા તો તેવણ પોતેબી સોરાબશાના ઠેરાવ સાથ તુરત એક મલતાં થયાં, કારણ હીરાંબાઇનાં ચાલુ કાવાદાવા અને સંતાપ ખમવાની હવે તેમનામાં તાકાત રહી નથી. વલી સોરાબશાના ખેરખાહ મીતર જાંહાંગીરશાહે પણ એજ વીચાર પસંદ કીધો; અને

અંતે એક મધયમ ભાડાંનો માલ લઇ સોરાબ-શા અને શીરીનબાઇ જુદાં રહ્યાં, અને બાપીકું ઘેર છતાં આવા મોંઘવારીના વખતમાં ભાડાંનો કચડી નાખનારો બોજો ખમતાં થયાં.

આ રીતે, હીરાંબાઇને પોતાનાં ઘરમાં "કબાબમાં હાડકું" નડતું હતું તે નીકલી ગયું. તેથી તેવણનું સદાનું દુખ દરદ પણ નીકલી જવા લાગું. હવે તેવણની જે માંદગી રહી તે એટલીજ કે, કોઇ તેવાં માણસો આવે તયારે માથે પેલા એબ લગામણો અને અવરયો કાલો પાટો બાંધીને પલંગ ઊપર પોઢી જવું. બાકી જયારે તેવું કોઇ માણસ નહી હોય તયારે તો તેવણ મોજમજાહ અને રમત ગમતમાં વખત ગુજારવા લાગાં. દોલીબાનાં ઘરમાંથી તરણ રમકડાં સરખાં માંણસો એકદમ ઓછાં થઇ ગયાથી ઘેર સમસાંન જેવું સુહનું દીસવાં લાગું. એકવાર વાજતાં ગાજતાં તે ઘેરનો એવો સુનો દેખાવ જોઇ કોઇનેબી દુખ લાગી આવેછે, પણ હીરાંબાઇને તેમ લાગતું નથી, તેવણને એકલાપણું અને અટુલાપણુંજ સોહવાય છે. તેવણનો ખવાસ ઘુવડના જેવો છે અને ઘુવડ જેમ સુરજની રોશનીને ધીકારી અંધારી રાતમાં મજાહ માને છે, તેમ હીરાંબાઇ પણ વસતીવાડીને ધીકારી આ સુહનાં સમ-

સાનમાં મજાડ મેલવવા પડયાં છે. ધનબાઈજી-નાં મનને પણ એવીજ નીરાંત વલી છે. પણ બીચારા દોલીબાને તેથી ઊલટીજ લાગણી થઈ છે. જો કે સોરાબશા જુદા રેહેવા નીકલયા તયારે તો દોલીબા ગુસાના મારયા જરા તોરમાં રહયાં, પણ માતર એક એજ દીવસમાં તેમને, પોતાની ભુલ જણાઇ. પોતાના એકપુરા દીકરા, ઘેર સીંગાર સરખી વહુ અને રમકડાં સરખાં બાલકની હાજરી વગર તેમને પોતાનું ઘેર એક દોજખ સરખું લાગે છે, અને તેની દલગીરી-માં તેવણને ખાવા પીવા કંઈ ગમતું નથી. પણ તેવણને માતર એટલીજ વાતનું દુખ નથી. તેવણનાં મનની એવી હાલત જોઇને હીરાંબાઈ તેમજ ધનબાઇજી તેવણને ધોંકધોંક કરેછે, અને કોઇબી રીતે તેવણનાં મનમાંથી સોરાબશા, શીરીનબાઇ અને નાજાં તરફનો પયાર અને તેમની જુદાઇ માટેની દલગીરી કહાડી નખાવવાની કોશેશ કરે છે. પેહેલ તો તેઓ શીરીનબાઇની હાજરીની અદેખાઈ કરતાં હતાં પણ હવે તો તેવણનાં નામનીબી અદેખાઇ કરેછે.

પણ ભલાં શીરીનબાઇનો સવભાવ એથી જુદોજ છે. તેવણમાં અદેખાઈ અને અભરમ-જીનો તો જરા અંશ પણ નથી. તેવણનો જીવ દુલો અને દીલ મલતાવડું છે. તેવણને વસતી

વાડીમાં અને સગાંવહાલાં વચે રેહેવા ગમે છે. તેથી તેવણ હમણાં જોકે જુદાં રહયાં છે, અને પોતાનાં ઘરમાં પોતાની હાલત પરમાણે રાજ કરે છે, તેમજ તેવણના દીલનો સાસરાં ઘેરનો સઘલો સંતાપ કકલાટ નીકલી ગયો છે, અને તેથી તેવણનાં મોડાંપર લોહ્રી પાણી આવવા લાગું છે, તોપણ જયારેબી તેવણ એકલાં પડે છે તયારે તેવણને ઘણુંજ લાગી આવેછે. તેવણની છાતીમાં વારંવાર સાસરાં ઘેરનો હોંકરો ચહડી આવેછે, અને તયાંથી છુટું પડીને એકલું રેહેવું પડયું તે માટે કોઇવાર તેવણની આંખમાંથી આંસું પણ પડેછે. તેમની એવી ભલી લાગણીને લીધે હાલ તેમનાં દીલમાં પોતાનાં સાસુ, સસરા કે નરણ તરફ જરાબી કીનો રહયો નથી. કી-નો રહયો નથી તો નથીજ પણ જરા ગુસોબી રહયો નથી. કેવું ભલું અને માયાલુ દીલ ! કેવો ફરેશતાઇ ખવાસ ! કેવો પુનવવાન જીવ !

પણ શીરીનબાઇની ભલાઇ અને લાયકીનો સરસ દાખલો તો હજુ બાકી છે. આપણે જોયું છે કે, નાની નાજાં ઉપર તેના બપાવા-નો અતીશે પયાર છે, અને તેથી તેણીની જુ-દાઇ તેવણથી ખમી શકાતી નથી. તેથી દોલો બાએ થોડાક માસમાં નાજાંને પાછી પોતાને ઘેર બોલાવવાને તેડા મોકલવા માંડયા. તે મુ-

જબ નાજાંને મોકલવી કે નહી, તે વીશે શીરી-નબાઈ અને સોરાબશા વચે મતફેર પડયો. સોરાબશાનું કેહેવું એવું છે કે, નાજાંને નહીજ મોકલવી, કારણ તે તયાં ગયાથી કંગાલ હીરાં-બાઇને અદેખાઇ લાગશે, અને તેથી તેને કંઈ નુકશાન કરશે. પણ શીરીનબાઇએ એથી જુદોજ વીચાર આપયો. તેવણ બોલયાં કે, "જયારે બપાવાએ ખરા પયારથીજ નાજાંને તેડાવી છે તયારે તેને મોકલવી, અને બંને વચેનો નીરદોષ તથા કુદરતી પયાર ખીલતોજ રાખવો; તેમજ મોટા માણસો વચેની મારામારીમાં પશુ બચાંના લાભને નુકસાન કરવું નહી." હીરાં-બાઈની અદેખાઈના સંબંધમાં શીરીનબાઇએ એવું મત આપયું કે, "તેવણ આપણી તરફ ગમે એવાં કપટી છે, પણ બચાં તરફ તો તેવાં નહીજ થશે. ગમે તે પણ પોતાનુંજ લોહી, એટલે તેવણને પણ નાજાં તરફ માયા લાગશે." બીચારાં શીરીનબાઇ પોતે જેવાં ભોલાં અને સાફ દીલનાં છે તેવાં તેવણે હીરાંબાઇને પણ લીધાં, અને અંતે ખોહુસ કરીને નાજાંને બપાવાને ઘેર મોકલવા માંડી.

પણ જેહેરી ચીજ તે જેહેરીજ! તેમાં તમે ગમે એટલો મીઠાસ ભેલો, પણ તે પોતાની કવડી અને ખુની અસર કદી મેલનાર નહી.

જોઇએ તો તેમાં તમે અમરત ભેલો, પણ જેહેરનું નહી જેહેર થવાનું નથી. તેમ કપટી હીરાંબાઇનું જેહેરી દીલ કંઇ સારૂં થયું નહી. નાજાંની હાજરીથી ઓર તે જેહેર વધયું, અને તેવણને નવા કાવાદાવા કરવાના સુજ પડયા. જયાં સુધી દોલીબા ઘરમાં હોય તયાં સુધી તેવણના દેખતાં જાણે નાજાંપર મરી પીટતાં હોય તેમ તેવણ દેખાડે, પણ તેવણની ગેરહાજરીમાં તે પશુ બચાંને પણ અપમાન કરવાંને અને દુખ દેવાને ચુકે નહી. પણ એ કરતાંબી નીચ વાત તેવણે એ માંડી કે, આ નીરદોષ બચાંથી શીરીનબાઇનાં ઘેરનો ભેદ ભરમ જાણવાની કોશેશ તેવણ કરવા લાગાં. તેવણ નાજાંને ખાવાની ચીજો આપીને અને બીજી હલકી રીતે ફુસલાવીને પુછે કે "તારી માએ આખો દહાડો શું કરેછે? મને ગાલ દેય છે કે નહી? તેની આગલ કોઇ માટીડાઓ આવે છે કે નહી? આવે છે તો શું શું વાત કરે છે?" એવા એવા ગલીચ અને શેતાનીયત ભરેલા સવાલો પુછી કપટી હીરાંબાઇ તે બચાંને હેરાન કરે. પણ તેમાં તેવણ મેલવે શું? શીરીનબાઇ જાતેજ પવીતર દીલનાં છે, અને તેથી નાજાં જે જવાબ દીએ તે ઓર તેવણની તરફેનમાં જાય તેવાજ હોય. જયારે નાજાં ઉપરના સરખા સવા-

લના જવાબમાં કહે કે "નહી," તયારે હીરાંબાઈનાં પેટમાં આગના શોલા ઉઠે, અને તેવણ પોતાનાં માને કહે કે, "જોયું માય, આય નાલી દુકતીની માયના જેવી કમજાત નીકલી! જુવોની એ કેવી માયની એબ ઢાંકેચ. પેટ ભરી એ તો હમણાથીજ જાલમ નીકલી!"

જાનવરો પણ એક બીજાં સાથે મરાય છે, અને મરાયા પછી જો એમાંનું એક દુર થાયછે તો બીજું તેનો પીછો છોડી દીએ છે; પણ આપણાં હીલ્લાંબાઈ તો બીચારાં શીરીનબાઈ દુર પડવા છતાં તેવણનો પીછો છોડતાં નથી. તેનું કારણ શું? હીલ્લાંબાઇનો જાતી ખવાસ કરીન છે તેથી તેવણ એમ કરે છે એ ખરી વાત, પણ અહીં તે કરતાંબી એક ખાસ કારણ છે. શીરીનબાઈ તથા સોરાબશા જુદાં રેહેવાથી જો કે હીરાંબાઇની પેલી ધરમની માસીઓ અને તેવાં બીજાં ટુકરખોર બઇરાંઓ તો હીરાંબાઇની તરફેનમાંજ બોલે છે, પણ કેટલાંક સમજુ અને શયાણાં લોકો હીરાંબાઇ ઉપર લયાનત નાખે છે. તેઓ હીરાંબાઇને ઠપકો આપે છે કે, "નહી તમે પોતે સાસરે જતાં કે નહી બોજાઇને સાસરે ટકવા દેતાં, એ તે કેવો જુલમ!" આ ઠપકો બનો છે. તે હીરાંબાઇને એક ચટકા બરાબર લાગે છે. તેનો બચાવ કરવાને

તેવણના હાથમાં શીરીનબાઇને બદનામ કરવા તથા તેવણ ઉપર જુઠાં બોહતાન મુકવા સીવા-યે બીજો કંઇ ઉપાય રહયો નથી. તેથી તેવણ કહેછે કે, "શીરીનબાઇને હમે કંઈ કાહાડી મેલી નથી. તે તો પોતાની ખુશીથી હમોને નાહક બદનામ કરીને ગઇચ. તે એટલાજ વાસતે કે તેને નાચવાનું જોઇયે; તેને કુદવાનું જોઇયે ; તેને ભટકવાનું જોઇયે; તે જાતે ખરાબ છે ; તેને પારકા માટીડા સાથે નાચવાનું જોઈ-યે; ને તેવી વાતમાં હમારેથી અટકાવ પડવા લાગો તેથી તે હમોને બીજી રીતે બદનામ ક-રીને જુદી રહી, અને જુદી રહીને તેવી આડી આઝ છડંગોક ચલાવેચ!"

વાંચનારી બાઇઓને હીરાંબાઇના આ તદન જુઠા બોલો સાંભલી તેવણ ઉપર ઘણોજ ગુસો લાગશે અને તેઓ શીરીનબાઇનો બચા વ કરવા માંગશે. પણ તેમ કરવાની કશી જરૂર નથી. સાંચને આંચ કદી લાગતી નથી. ધુલ છાંટવાથી ઝલકતો સુરજ કદી ઢંકાતો નથી. તેમ હીરાંબાઇના આ મરતી વખતના પછાડા છતાં શીરીનબાઇની કીરતીને કશી ખલલ થઈ નહીં તેવણ ખરેખર નીરદોષ છે, અને તે નીરદોષ-પણું વખત જતાં પોતાની મેલે દીપી નીકલતું જાય છે. પોતાની રૂડી ચાલચલણ અને સારા

સવભાવથી શીરીનબાઇ પોતાનાં નવાં ઘરમાં ઘણાંજ દીપી નીકલયાં છે. તયાંનાં ભરભાડુત વચે તેવણ અતીશય માનીતાં થઇ પડયાં છે. તેવણ સઊની ઉપર જીવ પરાણ કરે છે, અને સઊ તેવણની ઊપર જાનફેશાની કરે છે. પેહલાં તો આ નવાં ભરભાડુત સાથે શીરીનબાઇને અડડાવી મારવાને પણ હીરાંબાઇએ કંઇ બાકી રાખયું નહીં. પોતાની કેટલીક કજયા દલાલ અને ભટકતી સહીઓને મોકલીને શીરીનબાઇનાં નવા ઘેરનાં ઘેરવાલાનાં તેમજ ભરભાડુતોના તેવણે ખુબ કાન ભરાવયા. તેથી પરથમ તો તેઓ શીરીનબાઈ તરફ શકની નજરે જોતાં, અને એક વાર તો શીરીનબાઇને આ ઘેર ખાલી કરાવવાની તઈઆરી વટીક થઈ. પણ જેમ જેમ વખત વધતો ગયો, અને શીરીનબાઇની અતીશય ભલાઇ તેના ખરા આકારમાં ખુલી પડતી ગઈ, તેમ તેમ તે શક નીકલી જતો ગયો, અને છેલે શીરીનબાઇ તેઓ વચે એક દીકરી તથા વહુ સરખાં માનીતાં થઈ પડયાં છે. તેવણને તેઓ ગોયા પુંજે છે. હવે તેવણ એવડી ખુબીથી પરકાશે છે. તેમનાં ભરભાડુતોને જેમ જેમ હીરાંબાઇનાં કાલાં કરતુકોની ખબર પડતી જાય છે તેમ તેમ તેઓ તેના ઉપર ફીટકાર નાખેછે, અને શીરીનબાઇ

તરફ અતીશે દીલસોજી ધરાવી તેમની ઉપર પોતાનો જીવ કુરબાન કરેછે. જરા ફુરસત મલેછે કે તેઓ શીરીનબાઇની આગલ આવી બેસે છે. તેમ બેસીને તેઓ જે ફાયદો મેલવે છે તે કંઇ જેવો તેવો નથી. જયારેબી નવરાસ હોય છે તયારે શીરીનબાઇ તેમની આગલ સારી સારી ચોપડીઓ અને ચોપાનયાં વાંચે છે. નયુસપેપરો વાંચે છે અને દાતરડું તો પેહલુંજ વાંચે છે. તે ઉપરાંત પોતે આગલ વાંચેલી ચોપડીઓમાંની વાતો કરે છે તે જુદી. જયારેબી અગત પડેછે તયારે તે મને સારી સલાહો આપે છે, અને પોતાથી બનતી મદદ પણ આપે છે. મદદ આપવામાં તો શીરીનબાઇનો કોઇ જોડોજ નહી હશે. જો કોઇ ભરબાકુત માંદું પડે છે, તો શીરીનબાઇ બનતાં સુધી તયાં હાજર થવાને પોતાની ફરજ સમજેછે, અને જો હાજર થાયછે તો પેલાં દોહોડ ચતુર અને સાડા બે ડહાપણવાલાં બઇરાંની પેંઠે તેવણ ઠાલી ગડબડ કરતાં નથી; પણ જરૂર જણાતાં માંદા માણસની ઘટતી બેનીજ અને સારવાર કરીને ઉપયોગી થઇ પડેછે. જાણે તેની ઉપર તેવણ હોલાઇ પથરાઇ જાયછે, તથા મનપસંદ અને હીંમત આપનારી વાતો કરી તેનું દુખ ઓછું કરવાની કોશેસ કરેછે.

વળી જો કોઇ ભરભાડુતને તયાં કજીયો કંકાસ થાય તો તેને દુર કરવાની તેવણ બનતી કોશેશ કરે છે. ઘણાંક કજીઆ કુટાં બઇરાં એવી તકે બંનેને એક બીજાંને નામે ખોટું સમજાવી કજી-ઓ વધારવામાં મોટાઇ અને મોજ માને છે; પણ શીરીનબાઈ જો તેવા સંજોગ વચે આવે છે તો તેરા ઊલટો જ રસતો લેવ છે. તેવણ એક બીજાંને તેનાં ગેરહાજરીમાં બંને તરફ-ની સારીજ વાતો કરી બંને વચેનો કીનો અને કંકાસ દુર કરે છે. તેવાને પોતાનાં ઘરમાં તો કજીયા સેહવાતો નથીજ, પણ પારકા ઘર-માબી સેહવાતો નથી. જયાં ની કજયાની આગ સળગી, અને કજયાખોર બઇરાં તેમાં તેલ ના-ખવા લાગાં, કે શીરીનબાઈ હેકેક ધુકતીયા વચે આવી ઠંડું પાણી નામી તેને હોલવી ના-ખયા વગર રેહેતાં નથા. વળી જો કોઇનાં ઘરમાં કોઇ વેળા કંઇ અગવડ ઊભી થાય છે, અને તયાં કામની જરૂર પડે છે, અને તે જો પોતાથી બજાવી શકાય એમ હોયછે, તો તે ક-રવાને પણ શીરીનબાઈ પોતાના દરજાથાં હલકું સમજતાં નથાં. તેઓ ખોટાં મનથી તે બજાવેછે અને તેમ કરીને તેનો અઘડી ટાળેછે. કામની તો તેમને જરાએ આળસ નથી. કામ-કાજ કરવામાં તો તેઓ જાણે મોજ મેળવેછે.

એવું મેહનતુ, એવું ચાલાક અને એવું સંપ-જવાલું માણસ કોણને વાહાલું ન લાગે! જે ઘેરવાલાં અને ભરબાડુતને એવું માણસ મલે તેઓ તેની ઉપર જીવ કાં ન કાહાડે! જે મા-બાપને એવી દીકરી મલે તે ભાગશાલી કાં ન ગણાય! જે વરને એવી બાયડી મલે તે ઘરમાં રાજ કાં ન કરે!

પણ શીરીનબાઇની ખુબી અને અગત એટલામાંજ પુરાં થતાં નથી. તેઓ જનતે ચા-લાક અને કેલવણી પામેલાં છે. તેથી તેઓ પોતાનાં ભરબાડુતોને બીજી રીતે પણ ઘણાં ઉપયોગી થઇ પડયાં છે. ઘેરવાલાં તેમજ ભર-બાડુતોની છોકરીઓ અને વહુઓને શીરીન-બાઇ સાથ ઘણોજ પડોસ પડી ગયાથી તેઓ વારંવાર તેમની પાસે આવેછે. પણ તેણીઓ આવીને માતર સાદી વાતચીત કે હસગોલજ કરી જતી નથી. તેણીઓ તેવણની પાસેથી ઘણું ગ્નાન મેલવી જાય છે. વાંચવા લખવામાં, ભરવા ગુંઠવામાં, તેમજ બીજી હરકોઇ બાબ-તમાં તેણીઓ ઘણીખરી વાર શીરીનબાઇની મદદ માગે છે, અને શીરીનબાઇ મોટા ખુશીથી તેમને તે આપેછે. આથી તેણીઓ પણ શીરીન બાઇ ઉપર જીવ કાહાડી આપેછે, અને શીરી-નબાઇના સખુન પાલવા અને તેમને કામે

લાગવા ઉપર જાણે મરી ફીટે છે. એ રીતે શીરીનબાઇની અઘડી તે સઘડી થઇ ગઇ છે. કહેવત પરમાણે તેમને ઘણી મુશકલે ઘણું આસાન થયું છે. તેવણ ઘરબારે સુખી થયાં છે; તેવણ શરીરે તનદરૂસત થયાં છે; અને જુદું ઘેર ચલાવતાં કરજમાં ડુબવાની ફીકર હતી તેને બદલે તેવણનાં ઘરમાં પાંચ પઇસાની પુંજી થઇછે. તેવણ ભરભાડુતની છોકરીઓને એવી રીતે જે ફાયદો પોંહુચાડેછે તેના બદલામ ભરભાડુતો પોતાના તરફનો પાડ વાલવાને હરેક તરે કંઇ નહી ને કંઈ ચીજોની ભેટ સોગાત શીરીનબાઇ ઉપર મોકલયાં જાયછે. તે ભેટ સોગાત મુખ્ય કરી તેમની ભાયગસાલી બેટી નાજાંને નામે થાયછે. એ રીતે પોતાની માનવંત માની બુનયાદીથી આ નસીબવાન બચ્ચું સઊને વાહાલું થઈ પડયુંછે. નાજાં માતર શીરીનબાઇનીજ નહી પણ ગોયા દરેક ભાડુતની દીકરી થઈ પડીછે. દરેક જન તેણીને ચાહેછે, પોતાને ઘેરે બોલાવેછે, અને તેણીની ઉપર પ્રીતી કરે છે.

શીરીનબાઇ પોતાની લાયકી અને ઊદયોગથી જુદાં રહયા પછી કેવી આબાદ હાલતમાં આવયાં તે આપણે ઊપર સારી પેઠે જોયું છે; પણ તેમનાં સુખ અને ઘરની આબાદીનો

છેડો એટલામાંજ આવતો નથી. કુદરતે હવે તેમની ઉપર વધારે બખશેશ કરવા માંડીછે. તેવણને ખોદાએ જેવું એક રમકડું આપયુંછે તેવું હવે બીજું પણ આપયું. એટલે અતયાર સુધી નાજાં તેવણનું એકપુરં બાલક હતું તેમાં ખોદાનીબખશેશથી એક નવાં બાલકનોવધારો થયો. વલી આ નવું બાલક એક બેટો અવતરયોછે. શીરીનબાઇને પોતાને ઓલે એક બેટો જોવાની ઘણી હોંસ હતી. તે હોંસ પુરી પાડવાને તેમને કોઇ કોઇ મુરખ બઇરાંઓએ બાહામણ સેવડા તથા ધુતમતાતમ કરવાની વારંવાર સલાહ આપી હતી. એટલુંજ નહીં પણ કેટલાક એવી રીતે છોકરાં આપનારા ખોદાના લાલોનાં નામઠામ કહીને પણ તેવણને લલચાવવાની કોશેશ કરી હતી. પણ જેટલી અસર પથરપર પાણી નામવાની થાય તેટલી અસરબી શીરીનબાઇનાં મજબુત ભેજાં ઉપર એવા વેહમની થઈ ન હતી. તેને બદલે તેવણ એ વીશે તે સરવ શકતીવાન કીરતાર ઉપર ભરૂસો રાખતાં અને દરરોજ તેની બંદગી કરી પોતાનાં મનનો મોરાદ ચાહાતાં. તેમની એ સાચાં દીલની મોરાદ ખોદાએ આ નવાં ઘેરમાં પુરી પાડીછે. તેમનાં આ નવાં બાલકનું નામ ખુસરો કરી રાખવામાં આવયું છે. જયારે આ નવાં બાલકના જનમની વ-

ધાઈ દોલીઆને તયાં પોંહચાડવામાં આવી ત- યારે તેવણ એટલા હરખમાં આવી ગયા કે, જાણે આખી દુનયાની પાદશાહી મલી હોય તેમ તેઓ પોતાને વીશે મગરૂર થવા લાગાં. ખુસરૂનાં જનમની ખુશહાલીમાં તેવણે મોટી ધામધુમ કરવાનો વીચાર કીધો. લગતા વલગ- તાઓમાં મીઠાઈ વેંહચવાની તેમજ દોસત આશનાઓને તેડીને જયાફત કરવાની તેવણે તઈયાર કીધી. વલી તેવણ અગલી વીચારના અને ધરમ ઊપર ચુસત હોવાથી જશન કરવા ની અને તેવીજ બીજી કીરયા કરવાની પણ ગોઠવણ કરવા માંડી. એ જોડે વલી તેવણે એ- વી પણ યુકતી કરી કે, આ ધામધુમને બહાને રોરાબશાને પણ પોતાનાં ઘરમાં બોલાવવા, અને સઘલી જુદાઇ તથા કંકાસનો છેડો લાવી મેલવો. જો એ પરમાણે સઘલું બનયું હોત તો દોલીઆનાં ઘરમાં એક નાનાં સરખા લગન ના જેવી ધમરચકડી મચી રહેત.

પણ અફસોસ! તેવું તો કંઈજ બનયું નહી. ઓર તેને બદલે તેવણનાં ઘરમાં એક મરણના અને માહેતમના જેવો દેખાવ થઇ પડયો. પણ તે શું? વાંચનારી બાનુઓ ગભ- રાઇને પુછશે કે, દોલીબાનાં ઘરમાં કોઇની "મદદ"ના જીવની તો હાણી નથી થઇ! નહી,

તેવું કશું થયું નથી. એ તો આપણાં હીરાં-બાઈનાં દીલમાં વલી નવેસરથી અદેખાઈનો શેતાન ભરાયો છે તેનું રમખાણ મચ્યું છે! હીરાંબાઈએ આશા રાખી હતી કે, શીરીન-બાઈ જુદાં રહ્યાથી ખાખાવરમાં થઈ જશે તેને બદલે તેઓ વધારે આબાદ હાલતમાં આ-વયાં તો આવયાં પણ વલી તેવણુંને પેટે છોકરો અવતરયો, એ વાત હીરાંબાઈને મન એક જુ-લમાત સરખી થઈ પડી. તેથી તેવણુનાં પેટમાં અદેખાઈની જબરદસત આગ સલગી ઊઠી. વ-લી દોલીબાની ખુશ હાલી તથા ધામધુમની તઈ-યારી, તે આગમાં તેલ સરખી થઈ પડી. એટલે પછી પુછવુંજ શું? હીરાંબાઈ પેલા તરફડતા લે-વટાની પેઠે ફફડતાં ચટકતાં ઉડયાં. માથે તાણીને પેલો એબ લગાડનારો કાલો પાટો બાંધયો. પેહલે હાય મારવા લાગાં અને પછી કાંસવા લાગાં. પછી ગાલ દેવા લાગાં અને પછી કુટવા પણ લા ગાં. તયારબાદ રડણ કરવા બેઠાં અને છેલે માદાં પડયાં-અભાગણી તેવણુની છાતી બેસી ગઈ! થઈ ચુકું! જનમ જનમને ઠેકાણે રહી ગયો. ખુશી ખુશહાલી હવામાં ઊડી ગઈ ધામધુમ સઘલી એક બાજુ રહી ગઈ. દોલીબા દોલી-બાને ઠેકાણે રહી ગયાં. તેને બદલે અપસગન અને દુખનો સઘલો દેખાવ થઈ પડયો. હીરાં-

બાઇની મદદની રએને પેટની સરી જાય એવા વીચારથી ધનબાઇજી તેની ઊપર રડવા કુટ વા લાગાં. ગડબડ અને ગભરાટ મચી રહયાં. ઘેર ભરભાકુતણીઓથી ભરાઇ ગયું. ડાકટરને તેડવા માટે દોડાદોડ ચાલી. લોકોપર લોક આવવાં લાગાં. ડાકટરો પર ડાકટર આવયા. દવાઇપર દવાઇ ચાલુ થઇ. મહા મેહનતે અને મોટા ખરચે જેમ તેમ કરી હીલ્લાબાઇને હુશયાર કીધાં.

હુશયાર કીધા પછી રએ તેવણુની મદદનો જીવ પાછો બગડે તેની સંભાલને ખાતર તેમની સઘલી ધરમની માંસી કાકીઓ તેમને દીલાસાપર દીલાસા આપવા મંડી ગઇ. એક કહે–"કંઈ નહી માય, એ દહાડો હમણાં પઓરાઈ જાશે!" બીજી કહે–" તેને શું તમારી ભાજાઈ વીયાઇ તો; એમ તો કુતરી બીલાડીબી વીયાએચ!" તરીજી કહે-"અરે માય, વીયાઇ તેથી શું થાયું? મુવું પેટનું પડેલું જીવશે તયારની વાત. હમારા કોલાદારૂ જોશી કેહતાતા કે, એ છોકરૂં તો પંચકમાં પડેલું છે તેથી તે કંઇ જીવવાનું નહી!" ચોથી કહે–"હીરાંબાઈ માય, તું શું કરવા એટલી હઇયાપુત થાએચ. આજે એ રાણુ વીયાઇચ તો કાલે અખઇ રહી તું બી વીયાશે, ને તારે તાંહાં બી દીકરાને દી-

કરી આવશે!" આ સાંભલતાં એક હમા ય કાકી નામનાં ડોસાંનાં ઘણાં પાકી આવયાં. તેવણ જાતે છટકલા સરખાં છે અને કોઇ નો સારોપરો રાખતાં નથી. તેવણ બોલયાં "ઓ લે રે આઇબાઇઓ, પણ એવણુને મહોરે ઘેર રાખીનેજ છોકરાં જણુવોચ કે? સાસરે જાય તો દીકરા દીકરીનાં મોંડાં દેખે કેની?" હમાયકાકીના આ બોલો હીરાંબાઇને, ધનબાઇજીને અને પેલો ખુશામદખોરી કુટણીઓને એટલા તો ભારી પડી ગયા કે, તેઓને બરડે પાણી ઉતરયું. પણ કરે શું? હમાયકાકી એકી તો જાતે છટકલા જેવાં અને તે સાથે વલ-મોટા લોક હતાં, એટલે તેમનો તાનો તે સઘ લાંઓને મુગે મોડે ગલી જવો પડયો. તોપણ તેઓ પોતાનો બચાવ કરયા વગર રહુયાં નહી. તેઓએ હમાયકાકીને ગાલો દેવાને બદલે હીરાંબાઇનાં સાસરાને ઝુરા ગાલો દેવા માંડી. એક કહે-" એને હાથનો લાગતો મરે-તે મુવામાં કંઇ રામ નહી મલે!" બીજી કહે-"એની સાસુનું પેટ કરમ બરે-તે ગણુ ધાણુ ખાવા નહી દેતી!" તરીજી કહે-"એની નરણનાં ઘોસલાં ફુટે-તે રાણુ એનાં સુખમાં આડી પડીચ!" ચોથી કહે-"એની દેરાણી જેઠાણીએનું સતવાનાશ જાય-તે મહીરાં મુઇઓએ ઓ

નો પ્રાન બગડયોચ!" એવી એવી વાતો સાંભલતાં અને એવા એવા દીલાસા મલતાં અલબતે આપણાં હીલ્લાબાઈનું દુખ કપાતું ગયું, અને ધનબાઇજીનો ઊંચે ચહડેલો જીવ હેઠે પડતો ગયો.

શીરીનબાઇને તવાં બેટો અવતરયો તેથી હીલ્લાબાઇના દીલમાં જે ભુત ભરાયો હતો તે તો તેમની ઘરમની માંસી બાઈઓની ખાપલુસીથી નીકલી ગયો, પણ તેમનાં એ રમખાણથી દોલીબાને જે બેચેની થઇ તેથી તેવણની હાલત લગાર બીગડવા લાગી. પોતાના દીકરાને, વહુને અને તેમનાં છોકરાંઓને પોતાનાં ઘરમાં પાછાં લાવી રાખવાની તેમની જે મોટી ઇછા તે તો હીરાંબાઇ જેવો રાહુ વચે આડો પડયાથી પાર પડી નહીજ, પણ તેમને માતર ઘરમાં આવતાં જતાં કરવાની દોલીબાની સાધારણ કોશેશ પણ પાર પડી શકી નહી. પણ તેથી દોલીબા કંઇ બેસી રહયાં નહી. પોતાનાં દીલના કુદરતી પયારને તરપાત કરવા માટે તેવણે એક નવો રસતો લીધો. તે એ કે, પોતે જાતે શીરીનબાઇને તવાં અવાર નવાર જવા માંડયું, અને પોતાનાં વહાલાં બચ્ચાં છોકરાંઓની મુલાકાતથી પોતાના જીવને તેઓ સંતોષ આપવા લાગાં. અલબતે આ કામ તેઓ પોતાની

બાયડી અને દીકરી જાણે નહી તેમ છુપાછુપ કરે છે. તેઓ પોતે પોતાના વીચાર અને ઘર બારનાં માલેક છે, તોપણ તેમને આ રીતે બી-હીને ચાલવું પડેછે તેમાં અજબ થવાનું કશું નથી. જેવી ઘરમાં બઈરાંઓ કમજાતી માંડી બેસે છે ત્યાં મરદોની હાલત ઘણુંકરીને એવી-જ કઢંગી થઈ પડે છે. એવી હાલતમાં ઘણોક વખત પસાર થઈ ગયો. શીરીનબાઈનાં દીલમાં પોતાના સાસરાં ઘરથી જુદાં પડવાનો જે મોટો ગમ હતો તે પોતાના ભલા સસરાની માયા અ-ને મોલાકાતથી ઘણે દરજે નીકલી ગયો. તોપણ તેમને કોઈ કોઈ વાર પોતાનાં સાસુ ધ-નબાઈજી યાદ આવે છે. અને નરણ હીરાંબાઈ-પણ યાદ આવે છે. તેઓ એવું ઇછે છે કે, સા-સુ નરણ સાથે એક ઘેરમાં નહી રેહવાનું સર જ્યું તો ખેર, પણ હવે દુરથી તેમની સાથ બો-લચાલ અને મુલાકાતનો વેહવાર રહે તો સારૂં. વચે આટલો વખત પસાર થઇ ગયો તેટલી મુ-દતમાં તેવણને હીરાંબાઈ સાથ બે બોલની વાત થઇ નહી હતી તો નહીજ, પણ એકવાર તેમનું મોહડું પણ જોવાની તક મલી ન હતી. તેથી હી-રાંબાઈના દેખાવ અને દામનું ભયંકરપણું તે-વણ ઘણે દરજે ભુલી ગયાં છે, અને કોઈવાર હીરાંબાઈ સાથ મેલાપ થાય તો સારૂં એવું તેવણ ઇછેછે.

શીરીનબાઈની આ ઇચ્છા પાર પડે એવો એક સંજોગ અચાનક બનયો. તે સોરાબશા સાથે એક દીને તેવણ નાટક જોવા ગયાં તયાં અચાનક તો બની ગયો. વાંચનારી બાઇઓ અહીં કદાચ એવું વીચારશે કે, શીરીનબાઇ વારંવાર નાટકો અને તમાશાઓ જોવા જતાં હશે; પણ તેમ નથી. કચરા નાટકો અને મલાહજો નહી સચવાય એવા તમાશાઓમાં જવા સામે તેમને ઘણો તીરસકાર છે. કદાચ કોઈ આબરૂદાર નાટક મંડળી તરફથી કંઈ વખાણવા જોગ ખેલ થતો જણાય છે તોજ તેઓ તે જોવા જાય છે, અને તે પણ પોતાના ખાવંદ સોરાબશાની સાથે અને તેમની મરજીથીજ જાયછે. તેવો એક નાટક થતો જણાયાથી તેઓ આ વેલા પણ સોરાબશા સાથે ગયાં. વાંચનારી બાઇઓ કદાચ અહીં એમ પણ વીચારશે કે, શીરીનબાઇ ખુબ ભપકો સપકો અને ઠાઠમાઠ કરીને આ નાટક જોવા ગયાં હશે. પણ નહી. તેવણે ભપકો સપકો કરયો નથી. તેવણ જેમ વેહવારમાં સાદાં છે તેમજ પેહરવા ઓઢવામાં પણ સાદા છે. તેવણ શોભાયમાન દેખાવાને પસંદ કરે છે ખરાં, પણ ભપકા સપકાને પસંદ કરતાં નથી. તેવણની જાતી ખુબસુરતી એ તેવણનો સઉથી મોટો સીંગાર છે. તેવણ હમણાં સાધારણ સુ-

ઇસના ગારાની સાડી અને ગવનનાં સાદાં બ-દીયાન સાથજ છે, તેમજ તેવણના કાનમાં યરીંગ અને ગલામાં સોનાની સાંકલીના એક અછોરા સીવાયે બીજું કંઇ ઘરેણું નથી; તોપણ કાર-ચોકોની સાડી અને મખમલના પોલકાવાલી તથા હાથોમાં, ગલામાં અને કાનમાં ઘરેણાં પર ઘરેણાં ઘાલી હીરા જરયાનથી ચીકાર થઇ રહેલી એશકી બાનુઓ કરતાં તેવણ વધારે દીપેછે.

એવી હાલતમાં શીરીનબાઈ, પોતાના ખાવંદ સોરાબશા સાથ નાટકશાલા આગલ આ વી પોહચયાં. પણ તયાં એક ન ધારેલો દેખાવ જોઇ તેઓ અજબ થયાં. તે દેખાવ કંઈ નાટક-નો નથી, તે ફારસનોબી નથી, પણ ફારસ જેવો છે. તે શું ? તે કંઇજ નહી પણ આપણાં ધનબા ઇજીની પેલી "સલુકની દીકરી" હીલ્લાબાઇ તેવણ પણ નાટક જોવા આવેલાં છે ! પણ તે-માં શું ? શીરીનબાઇ નાટક જોવા આવે ને "સદાનાં માદાં" હીરાંબાઇ નહી આવે કે ? અલબત આવે. હીરાંબાઇ આવે તે માટે આ-પણને વાંધો નથી. પણ તેવણ જે રીતે હમણાં આવેલાં છે તે રીત ઘણીજ ઓચંબો ઊપજાવ-નારી છે. તેવણ જે રીતને સઊનાં મોહડાં ઊપર ધીકારેછે તેજ રીતે પોતે આવેલાં છે. તે તે-

વણનો ભપકો સપકો છે. તેવણે આ વેલા એટલો બારી ભપકો કાધેલો છે, કે વાંચનારી બાનુઓ, તમો કદી માનો નહી કે એ પેલાં "સદાનાં માદાં" અને કપાલે કાલા પાટા સાથનાં હીલ્લાબોહાજ છે. તેવણુની સાડી કારચોકી છે, તેવણુનો પોલકો ફ્રેનચ ફેશનનો સીવેલો છે, અને તેની ઉપર તીલ્લી જડેલી છે. તેવણુનાં હાથમાં રેશમી ઉંચો રૂમાલ છે, અને એક નાજુક ચીનાઇ પંખો પણ છે! તેવણુના ગલામાં સાત શેરનો મોતીનો હાર છે. હાથમાં મોતીની બાંગરીજ માતર નથી, પણ હીરાની વીંટીઓ છે. માથુંબાનું જાણે નામનેજ ખાતર બાંધયું હોય તેમ માતર પા ભાગ જેટલું બંધોને માથાંનો પોણો બાગ ઉંઘાડો રાખેલો છે. વલી કપાલપર સોનેરી ટીલી ચોંટાડેલી છે. કાનમાં ઉંચા જાતનું યરીંગ લટકાવેલું છે. અને એ સઘલાં કરતાં બી અજાયબ સરખુંએ છે કે, તેવણે પગમાં પટલી અને ઉંચી એડીનાં બુટ પેહેરેલાં છે! કહો કે ભપકાની એક ચાજ તેવણે બાકી રાખી નથી; અને તેથી તેવણ દોલીબાનાં હીરાંબાઇ નહી પણ કોઇ નવલશા ગોરજીની છોકરી જેવાં લાગે છે!

ગરીબ બીચારાં હીરાંબાઇ હમેશાં ઘરમાં ગોંધાઇ રહે તે કરતાં કોઇ દહાડે જરા ભપકો

સપકો અને ઠાઠમાઠ કરી ફરવા નીકલે તેને માટે આપણે અદેખાઇ કરીશું નહી. તેવણે સોલે સીંગાર સજયાં તો ભલે, તેવણને મુબારક; તેવણ જોઇએ તો એથી એવડો ભપકો કરવાને મુખ્તયાર છે. પણ તયારે તેવણ બીજી બઇરીઓ, જેઓ એવો ભપકો બલકે એથી ઓછો ભપકો કરેછે, તેમની નીંદા શામાટે કરતાં હતાં? તેણીઓને ટુપી પીબીને લફંગી અને માથેથી છેડો ઊતારી એેડલી બઇરીઓ તરીકે કાં ઠેરવતાં હતાં? નાટક જોવા જવાનાં કામને નાચવા જવાનાં કામ બરોબર ગણીને, જેણીઓ નાટક જોવા જાતી તેણીએ ને તેવણ ખરાબ બઇરી કાં ઠેરવતાં હતાં? જાણે એ તો હશે. આપણે એમ સમજયે કે તેવણના વીચાર હવે ફરયા હશે, અને તેવણની હાલતમાં સુધારો થયો હશે, અને તેથીજ તેવણે આ નવો રસતો પકડયો હશે; અને જો તેમ હોય તો આપણે ઝાઝાં દલગીર થઇશું નહી.

હીરાબાઇ નાટક જોવા આવયાં તે તો આપણે ઉપર જોયું, પણ તેવણ કોણની સાથે નાટક જોવા આવયાં તે આપણે જોયું નથી. શીરીનબાઇ પોતના ભરતાર સાથે નાટક જોવા આવયાં તે ઉપરથી કુદરતી સવાલ ઊતપન થાય છે કે, હીરાંબાઇ કોણની સાથે નાટક

જોવા આવેલાં છે? વાંચનારી બાનુઓ હીમતથી કહેશે કે, તેવણ પોતાનાં મા અને બાવાની સાથે આવેલાં હશે. પણ નહી, તેમ નથી. તેવણની સાથે નથી તેવણનાં મા કે નથી તેવણના બાવા. તયારે કોણ છે? શું હીરાંબાઈ એકલાં છે? ના; તેવણ જેવાં જુવાન, નાજુક, શરમાઉ અને "સદાનાં માદાં" બઇરાંથી છેક આ નાટકશાલાવેર એકલું કેમ અવાય? તયારે, તેવણ કોઇ પોતાની સહી મીતરો સાથે આવયાં હશે? ના, તેમ પણ નથી! તયારે શું તેવણ કોઇ ભુત અવીસ સાથે આવયાં છે?

હવે વાંચનારી બાનુઓને અધીરાઇ લાગશે. તેમની અધીરાઇ નરમ પાડવા માટે હમો જણાવી દઇએ છે કે, આપણાં હીલ્લાબોઇ તો મી. પેસતનશા પસતુની સાથે નાટક જોવા આવેલાં છે. પણ વલી આ પેસતનશા પસતુ તે કોણ છે? તેવણ એક ઠાઠમાઠ ભરેલા અને ચલેજાવ બલેજાવ કરતા જુવાનીયા છે. તેવણનાં માથાપર એક તરફ ઢલતો ફેંટો મેલેલો છે, અને ગલામાં ગલેબંદ વીટાલેલો છે. તેવણની આંખમાં સોનેરી કમાનનો ચશમો છે, અને હાથમાં લેડીઓને લાયકની વાકીંગ સટીક છે. તેવણની છાતીપર સોનેરી ઘડીઆલ દેખીતું છે, અને બંને હાથની આંગલીઓમાં હીરા-

માણેકની તરણ તરણ વીંટીઓ છે. પણ એ સઘલાંને શું લગાડીયે? તેવણ હીરાંબાઈના કોણ થાય? તેવણ હીરાંબાઈના નથી સગા કે નથી વહાલા; પણ હીરાંબાઇને ઘેરનાં એક આગલાં ભાડુતના એક પુરા લાડકા છોકરા છે. લાંબો વખત ઘરમાં ભાડુત તરીકે રહયાથી દોલીબાનાં ઘેર સાથ પોતાનાં મા બાપ જોડે પેસતનશાને પણ ઘણો પડોસ પડેલો છે. તેવણના બાવા જરા ચીકાસદાર છે, તેથી તેવણ આ રીતે તરીમતરાક થઇને ફરે છે. તેવણ જો કે મેટરીકયુલેશનની પરીક્ષામાંથી ચાર વાર ફેલ થયલા છે. તોબી તેવણ બી. એ. અને એમ. એ.ના કરતાં પોતાને વધારે હુશીયાર માને છે. તેવણ હાલ કંઈ ધંધો કરતા નથી; તેવણનો ખાસ ધંધો ઓલખીતાં પાલખીતાંઓની મુલાકાત લેવાનો અને નાટક તથા તમાશા જોવા જવાનો છે. કોઈક કચરા નાટક મંડલીમાં તેવણ એકટરનું કામ પણ માતર શોકને ખાતર બજાવે છે, અને બીજી કેટલીક મંડલી વાલા સાંથ ભલતી પીછાણ ધરાવીને પોતાને મોટી અગતના સમજે છે. તેથી મારકુટે અને કોઇ કોઇ વાર કાલાવાલા કરીને પણ તેવણ નાટકની બાદાબખશ ટીકીટ મેલવી શકે છે. પણ આ નાટક મંડલી તો ચહડતે વાંધેની છે.

તેમાંના કોઇને પસરાવીને મી૦ પેસતનશા પસ-તુ ઓદાબખશ ટીકીટ મેલવી શકયા નહી, તેથી તેવણે રોકડા રૂપયા તોલીને ટીકીટ મેલવી છે, અને તે પણ ફરસટ કલાસની છે. અલબતે તે-ના રૂપીયા તેવણે પોતાના બાવાની હલુસે પોતાનાં ભોલાં માને અસતમપસતમ સમજાવીને મેલવયા હતા. હીરાંબાઇ દરેક વાતમાં પોતાને ઘણાંજ હુશયાર અને ડાહયાં સમજેછે, અને ફ-રવા હરવાની રીતભાતમાં ભલાં ધનેતર બઇરાં-ની ઓડ આપણ કહાડવાને ચુકતાં નથી, તોપણ તેવણ પોતાના દાખલામાં ગોયા તે સઘલું ભુ-લી ગયાં છે, અને પેસતનશાની સાથે બેધડક નાટક જોવા ઊતરી પડયાં છે. નાટક જોતી વેલા તેવણ જે ઢપઢપ વાપરે છે તે પણ કંઇ ગંભીર દીસતી નથી. જયારે શીરીનબાઇ અને સોરા-બશા પોતાની હાલત પરમાણે સટાલસમાં બે-ઠાં છે, અને તેઓ સાદી રીતે બારીકીથી નાટક જોયછે, તયારે હીરાંબાઇ ફરસટ કલાસમાં મુ-ખરાની જગાપર ભપકામાંજ બેસી ગયાં છે. તે-મના હાથમાં આપેરા ગલાસ છે અને તેથી તેવણ વારંવાર નાટકના તખતા ઊપર તેમજ નાટકના મેલાવડા તરફ ટીકેછે. જેટલી વખત પરદો પડેછે એટલી વખત તેવણ ઉઠીને બાહેર જાયછે અને આઇસકરીમ, ચાહ, કાફી, કેક મ-

કરૂન, બરાંડી પાણી, અને બીજું જે મલી શકે તે મોડામાં નાખે છે.

નાટક પુરો થયો, અને સઘલાં ઊઠયાં, અતીઆર સુધી આ બંને નરણ ભોજાઇઓની નજર એક થઇ નહી, પણ હવે એક થઇ. એ વેલા શીરીનબાઇને લાગું કે હીરાંબાઇને બોલાવે. જોકે હીરાંબાઇ હજુ પણ તેવણની ઘોર ખોદવાને બાકી રાખતાં નથી, અને હમણાં તેવણને જોતાંજ મોડું ફેરવી નાખયું, તોપણ શીરીનબાઇનું દીલ તેમને ઘણે દીને જોયાથી તેમની તરફ માયાથી ખેંચાયા વગર રહયુંનહી. તેથી તેવણે હીરાંબાઇને મલવા માટે સોરાબશાનો વીચાર પુછયો. પણ સોરાબશાએ તેમની આ ભોલાઇ માટે તેમને આ વેલા ગાતર શીખામણજ દીધી નહી, પણ તેમને લગાર ઠપકો આપયો, અને તે જોડે હીરાંબાઇ માટે ઘણોજ ગુસો દેખાડયો. એક તો હીરાંબાઇ પેસતનશા સાથ નાટક જોવા આવયાં તે સોરાબશાને પસંદ પડયું નહી, અને બીજું તેમને એ લાગું કે, હીરાંબાઇએ તેમને સારી રીતે જોવા છતાં તેમને બોલાવવાની કશી પણ દરકાર ન કરતાં ઓર મોડું ફેરવયું. પણ એ કરતાંબી તેમને વધારે એ લાગું કે, હીરાંબાઇ બાહેરથી કેવો ખોટો દેખાવ કરે છે. ઘરમાં અને સગાં વહાલાં

ઓનાં દેખતાં તેવણ માંદાં અને હાલ હવાલ થઇ જાયછે, પણ બાહેર તેથી ઊલટીજ રીતે આ વી રીતનો ભપકો સપકો કરીને ફરેછે. જે કેટલી- ક રીતભાંતને માટે તેવણ વારંવાર શીરીનબાઇને સતાવતાં હતાં તે પોતે બધડક ચલાવે છે. જાણે દોલીબાનાં ઘરમાંનાં સદાનાં માંદાં હીરાંબાઈ અને આ નાટકશાલામાં આવેલાં હીરાંબાઈ એ જુદાંજ હોય એવો તેમની હાલતમાં ફરક લાગે છે. એ ફરકનું મુલ શું? કંઇજ નહી પણ હી રાંબાઇની એ જાતની વલણ. તેવણ જેવાં બા- હેરથી પોતાને દેખાડવાની કોશેશ કરે છે તેવાં અંદરખાનેથી નથી. એવા સઘલા વીચારથ સોરાબશા ઘણાજ નાખુશ થયા, અને નાટક- શાલા આગલ એક ઘડી પણ ન થોબતાં હીરાં- બાઇ જાય તેમની આગમજ શીરીનબાઇ સાથ પોતાનાં ઘેર તરફ નીકલી ચાલયાં.

આપણે ઉપર જોયું તેમ હીલ્લાબાઇએ મોટા ભપકા અને ઠાઠમાઠ સાથે નાટકની મોજ તો ઘણી ભોગવી, પણ તે તેમને સદી ન- હીં. પોતાને પોતાના ભાઇ ભોજાઇએ પેસત- નશા પસતુ સાથે જેયાં તેથી તેવણનાં દીલમાં જરા લાગું ખરૂં, પણ તે થોડોજ વાર રહીયું, કાંકે તેવણે વીચાર કીધો કે, "ભાઇને ભોજાઈ શું મારે ઘેર ગાડાં રેડાવેચ કે હવે નહી રેડાવ-

શે." તોપણ બીજું એક અભાગયું સાંકટ બની ગયું, તેનો ગભરાટ તેવણ મુદલ બંધ કરી શકયાં નહીં. તે સાંકટ એ કે, હીરાંબાઇને પેસતનશા સાથે નાટક જોવા આવેલાં જેમ તેવણના ભાઈ ભીખાજીએ જોયાં, તેમજ તેવણનાં સાસુ સસરા, દેરાણી જેઠાણી, અને વરે પણ જોયાં, કારણ તેઓ પણ સઘલાં નાટક જોવા આવેલાં હતાં. એ બનાવથી હીરાંબાઈનાં દીલમાં ઘણું લાગું, અને તે વીશે તેવણે ઘેરે જતાં રસતામાં પેસતનશા આગલ બલાપો કીધો, અને એવો ગભરાટ દેખાડયો કે, જાણે તેથી તેવણનો જીવ બગડી આવેછે. એ વાત પેસતનશાને લગાર ભારી પડી. તેવણ હીરાંબાઇને ઘણી ખોહુસ કરીને નાટક દેખાડવા લાવયા હતા, અને તેમાં તેવણના જીવને ખુશી મલવાનો ભરૂસો આપયો હતો. તેને બદલે જયારે તેવણે હીરાંબાઇને શેવટે દલગીર થયલાં અને ગભરાટમાં પડેલાં જોયાં તયારે કોઇબી રીતે તેવણને દીલાસો અને હીંમત આપવા માંડી. પેસતનશાની જીભ ઘણી લાંબી છે અને તેવણને મોટી મોટી વાતો કરતાં ઘણી આવડે છે. તે મુજબ તેવણે હમણાં હીરાંબાઇ આગલ તેમની અને પોતાની તરફેનમાં વાતો ચલાવી. તેવણ બોલયા કે, "હીરાંબાઈ, એમાં તમોને ધા-

સતી રાખવાનું કશું કારણ નથી. શું એ મુજબ મરદ ઓરતો સાથે ફરી હરી શકે નહી કે? તયારે સુધારો કેમ થાય? તયારે જાંગલા મડમો કાંય એવી રીતે ફરેચ? એ તો સુધારાનું પેહલું પગલું છે, અને મેં ઠેરાવ કીધોચ કે, ગમે એવા જોખમે પણ પારસી કોમમાં એવો સુધારો એકદમ કરી નાખવો." હીરાંબાઈ બોલયાં- "તે તો ખરૂં, પણ મારી ધાસતીનું કારણ જુદુંજ છે. આજ એક અઠવાડયું થયું મારે સાસરેથી મને પાછાં તેડાં પર તેડાં આવે છે, તે છતાં હું તયાં જાતી નથી, અને નહી જાવાનાં કારણમાં એવું જણાવયુંચ કે હું ઘણીજ સીક પડેલી છેઊં! પણ પેસતનશા, એથી તમે એમ ના જાણતા કે મેં એવું ખોટું બહાનું કહાડયુંચ. નહી. હું ખચીતજ સીક છેઊં, પણ તમોએ ઘણીજ બોહસ કીધી અને માએ પણ બોહસ કીધી તેથીજ હું આજે જેમ તેમ કરી નાટકમાં આવી." પેસતનશા બોલયા-"હા હા, હું પણ એમજ કેહુંચ. તમે સીક છેવો માટેજ હું તમને બોહસ કરીને નાટક જોવા લાવયો, કે તમારો જરા જીવ વેરાય ને દુખ ભુલી જવાય. યુરોપના મોટા મોટા ડાકટરોની ચોપડીઓમાં મેં વાંચેલુ છે કે, જેબી માણસનો જીવ બગડેલો હોય અને બેચેનીની બીમારી હોય, તેને

હમેશ ઘેરમાં ગોંધી નહી રાખવું જોઇયે. તેને છુટથી બાહેર ફેરવવું જોઇયે. તેને નાટકો અને તમાશા દેખાડવા જોઇયે તથા મધુર ગાયનો સંભલાવવાં જોઇયે. નાટકના ફાયદા ઘોદાઇ છે, અને ગાયનની અસર ફરેશતાઈ છે. આજનો નાટક ઘણો રમુજી અને વલી ગાયન સાથનો હોવાથી મેં વીચારયું કે તે તમારાં દુખની એક અકસીર દવાઈ થઈ પડશે, અને ખરેખર તેમ બનયુંચ પણ ખરૂં. જુવો તમારો ચેહરો નાટક જોવા આવવા આગમજ કેવો ફીકો હતો, અને હમણા તે ઉપર કેવી રૂવાની પરકાશેચ! વાસતે, હીરાંબાઇ, તમારે એ વાતથી જરાબી ગભરાવું નહી. એ વાત તો ઓર તમારી તરફેનમાં જાએચ." આ વાતથી હીરાંબાઇને જરા હીંમત આવી ખરી, પણ તે પુરતી નહી. તેવણ બોલયાં–"પેસતનશા, એ સઘલું તો ખરૂં, પણ હવે મને મારે સાસરે ફરીથી તેડાવશે તેનું કેમ? તે મુવાંએ મને જોઇચ એટલે વલી તેમનાં પેટમાં આગ સલગશે, અને મને તેડાવવાનું હડપું લઈ બેસશે. પેસતનશા, તમે એમ ના સમજતા કે હું સાસરે જવા માંગતી નથી. હું સાસરે જવાને તો તઇયાર છેઉં, પણ હું શું કરૂં? એક તો મુઈ મારી દેહ કઠરેલી છે, અને બીજું તો મુવાં સાસરાંનો જુલમ ને સંતાપ

ભારી છે. એક તો હું જાતેજ મરી રેહીય તેમાં તે મુવાં મને એકદમજ મારી નાખવા માંગેચ."

આથી પેસતનશાને ઘણું લાગું અને તેવણે હીરાંબાઇને પોતાથી અપાયો એટલો દીલાસો આપયો. તેવણે કહયું કે, "હીરાંબાઇ તમે સાસરે જાવો તેમાં મને અડચણ કંઇજ નથી, પણ તમે નહીજ જાવો તો બેહતર. એવી દરદી તબીયત સાથે ને એવા ભારે જુલમ વચે સાસરે જવું તે કરતાં દોજખમાં જવું બેહતર છે. માટે જો તમારામાં જરાબી ડાહપણ કે પોતાના કાજગરા જીવની કદર હોય તો તમો કદી સાસરે જશો ના. અને જો તે લોકો વધારે ફોરસ કરે તો તેથી જરા બીહીશો ના-મારા ડાકટર ફરેંડ મી૰ ગોશતાસશા પાસે હું તમારી માંદગીનો સરટીફીકેટ કેહશો એટલી અપાવશ. પણ એટલુંજ નથી. જો તમારાં સાસરાં કંઇ કોરટ દરબારની વાત કરશે તો વકીલની પણ હું પુરતી મદદ કરી શકશ. મી૰ તોપલદાસ વકીલ મારા જીવેજાનના ફરેંડ છે. તે સાથે કોરટના કલારકો સાથે પણ મને ઘણો વગ છે; તેમની ભલામણથી હું તમને કેસ પણ જીતાવી આપશ. વલી તમે જાણીને અજબ થશો કે હું પોતે પણ કાયદાની વાતમાં

ધણો પાહવરદો છેઉં ; પારસીઓના લગન ત-
લાકના ધારાની આખી ચોપડી મારે મોડે છે;
અને તેથી મારી ખાતરી છે કે, ધારા પરમાણે
તમારાં સાસરાંથી તમોને તેડવાને કંઇજ ફોરસ
કરી શકાય નહી." પેસતનશા પસતુની સુધા-
રાની, કાયદાની, વઇદકની, વીદવતાની અને
સંસાર નીતીની આ ઊમદા વાતથી હીરાંબાઈ
નો જીવ જરા ખુલો થયો; અને સાસરે નહી
જવામાં પોતે તદન વાજબી છે, અને સાસરે
નહીજ જવું જોઇયે, એવી તેમની ખાતરી થ-
ઇ. તે જોડે પેસતનશા પસતુની એવી હુશયા-
રીથી તેવણ છક થઈ ગયાં, અને તેવણની વ-
ખાણ પર વખાણ કરવા લાગાં, અને એ-
ટલી નાની ઊમરમાં આટલી બધી ટોપલા ભરી
ભરીને હુશયારી તેવણ કયાંથી મેલવી લાવયા
તે માટે પોતાની અજાયબી દેખાડી. હીરાંબા-
ઇની એવી વખાણથી પેસતનશા પસતુ પોતા-
ને તદન ભુલી ગયા, અને પોતાની એક ચ-
તુરાઇમાં બીજી અરધી ચતુરાઇનો ઊમેરો કરી
એવી તો દોહડ ચતુરાઈ દેખાડવા લાગા કે તે
જો ગધેડું સાંભલે તો તેને પણ ધધરીને તાપ
આવે !

પેસતનશા પસતુએ સમજાવેલી ડાહી
ડાહી વાતથી આપણાં હીરલાબાઈ સાસરે નહી

જવાના પોતા । અસલ ડેરાવમાં મજબુત થયાં તે આપણે આગલ જોયું; પણ અહીં વાંચનારી બાનુઓનાં મનમાં સવાલ ઉતપન થશે કે, વલી આપણાં હીરાંબાઇનું સાસરૂં કીહું અને તેવણનાં સાસુ સસરાં કોણ ? શું ખરેખર હીરાંબાઇનું સાસરૂં તેવણ કહે છે તેવું કમજાત છે ? હીરાંબાઇ, તેવણનાં મા, તેવણની ધરમની માસી અને તેવણની સહી મીતરીઓ એમ માનેછે ખરાં, પણ આપણને તેમ માનવાને કંઇ આધાર નથી. હીરાંબાઇને સાસરે કંઇ એકલાં હીરાંબાઇજ વહુ નથી. તેવણની દેરાણીઓ અને જેઠાણીઓ પણ વહુઓ દાખલ છે. તેણીઓ તયાં પોતાને સુખી ગણે છે, અને કોઇવાર દુખની ફરયાદ કરતો જણાતો નથી. તયારે હીરાંબાઇનીજ ઉપર કાં તયાં દુખ પડે છે ?શું હીરાંબાઇનાં તેઓ દુશમન છે ? જો દુશમન હોય તો હીરાંબાઇને વારંવાર તેડાવવા શાનું કરેછે? એટલાંજ ઉપરથી આપણે સમજી શકીયેછે કે, હીરાંબાઇનાં સાસરાં તેવણ જણાવે છે તેવાં કમજાત નહી હશે. આટલું ખરૂં કે, હીરાંબાઇનું સાસરૂં ગેર કાયદા અને મલાહજાને ઘણો સાચવેછે. સસરા તહરાસ વાલા છે, અને સાસુ કમજાત નહી તોપણ પાડ્રવરડાં અને હીરાંબાઇને માથેનાં છે. પણ હીરાંબાઇના વર કેવા છે ?

ભોગ બીચારાં હીરાંબાઈના વરના ! તેવણ થો-ડું ઘણું શીખેલા, જાતે સમજુ અને લાયકી-વાળા છે. તેવણ કમાઊ અને ખમાઊ છે. પણ તેવણ જાતે ઘણાજ કાંકણા, જરા ખરયેલ, એક-મારગી અને થોડું બોલા છે. હાલના વખતના જુવાનયાઓના જેવી ધરપજ, ઠાઠમાઠ અને ચાપલુસી તેવણનાંમાં મુદલ નથી. તેવણનો આ સવભાવ અને હાલત તેમજ તેવણનાં ઘ-રની હાલત એક બાયડીને સુખ આપવાને લા-યક નહી હોય એમ નથી. તેવણ પોતાની બા-યડીને સુખ આપી શકે એવા છે. તોપણ હીરાં-બાઇ સુખી થતાં નથી. તેનું મુખ્ય કારણ એ કે, તેવણને આ વર ગમતો નથી. તેવણ તેને તાબે રહેવાને પોતાની હુશીયારી અને પોતાના દરજજાથી હલકું વીચારે છે. કોઈ કોઇ વાર તેવણ તેને "મુવો" પણ કહે છે, અને કોઈ કોઇ વાર તો કટકા વટીક મોરેછે. મોડે ભાવગે હીરા-બાઇની આ ખોર ભાંજીને તેમને જેર કરવાને તેમનો વર અશક્ત છે. તેમ હીરાંબાઈની ચાલુ ઘેરહાજરી અને દુરીને લીધે તેમને જેર કરવા ની તેને તક પણ મલતી નથી.

હવે જયારે હીરાંબાઇના વરે તેમજ સાસુ સસરાએ હીરાંબાઇને નાટકશાલામાં સાજાંસમાં જોયાં અને તેબી વલી એક પારકા પુરૂષ સાથે

આવેલાં જોયાં, તયારે તેઓ વચે તેમને માટે નવેસરથી ચરચા ઉભી થઇ. તેમનાં ઘરમાં એ વાત, તકરારની એક મોટી બાબત થઈ પડી. કોઇ કેહેવા લાગું કે, "હીરાંબાઇને ફરીથી તેડું મોકલો." કોઇ કહે, "નહી તેને નીવાડી મેલો. તેનું કદમ આપણા ઘરમાં નહી જોઇયે. તે કંઇ હવે આવે નહીં. પચીસ વખત આવીને ઠરી નહી તો હવે શું ઠરવાની છે. ઊલટી આપણાં ઘેરની ફજેતી થશે." કોઈ કહે–"તેનાં નામપર ધુલ નાખીને એકવાર ફરીથી તેડાવવી જોઇયે, ને ગઇ ગુજરી ભુલી જવી જોઇએ, કારણ નહી તેડાવવાથી તે વધારે નફટ થશે, અને બહાર ભટકવા શીખશે." કોઈ કહે– "મેં તેને તરણ ચાર વખત નાટકમાં જોઈતી." કોઈ કહે–"મેં તેને પાંચ સાત વખત જોશી બરાહ્મણોને ઘેર જોઇતી." કોઈ કહે– "મેં તેને સાત આઠ વખત વાડીવંતરે જોઈતી." આ તકરારમાં જેમ કેટલુંક ખરૂં બોલાવા લાગું તેમ વલી કેટલુંક ટકા ચહડાવેલું પણ બોલાવા લાગું. ખુદ હીરાંબાઈના વરને પુછતાં તેવણનો વીચાર એવો નીકલયો કે, "તેને નહીજ તેડાવયે તે બેહતર. તેને તેડાવી તેડાવીને આપણે શું ફાયદો મેલવયો ? જેમ જેમ આપણે તેડાવયેછે તેમ તેમ તે વધારે પતરાજી કરેચ, અને જાણે આપણે

તેની કેવીએક ખુશામત કરતાં હોઇયે એમ સમજેચ. માટે હાલ તો થોડો વખત તેને કોહું નહી દેવામાંજ શોભા છે. તે ઠાકીને પોતાની મેલ ઠેકાણે આવશે." હીરાંબાઇના વરના વીચારને ઘણાંખરાં જણ મલતાં થયાં, પણ તેમના બાવાનો વીચાર એવો થયો કે, હીરાંબાઇને તેડાવવીજ જોઇએ. તેવણે ધીરજથી હીરાંબાઇના વરને સમજાવયું કે-"જો તેને તેડાવશું નહી તો શેવટે આપણુનેજ નુકસાન થશે. નહી તેડાવવાથી તે વધારે બીખરી જશે, અને તે પછી ઠેકાણે આવવી ભારી પડશે. આજે નહી ને વરસ બે વરસ રહીનેબી તો આપણે તેડાવશુંજ કેની? તયારે હમણાંજ તેડાવીને તેને સુધારવાની કોશેશ કરીએ તો કેવું સારૂં? વડાઓની કેહેવત છે કે પગમાંનું ખાસડું પગમાં રાખેલુંજ સારૂં. માટે મારો વીચાર તેને તેડાવવાનોજ છે, અને હું તેડાવયા વગર રેહવાનો નથી."

હીરાંબાઇને સાસરે સરવે કામો તેમના સસરાના હોકમ મુજબ થતાં આવયાં છે, તેથી અંતે તેવણના ઠેરાવની સામે હીરાંબાઇના વરથી કે બીજા કોઇથી વાંધો લેવાઈ શકાયો નહી; અને અંતે હીરાંબાઇને તેડું મોકલવામાં આવયું. તેના જવાબમાં પેહેલાં તો હીરાંબાઇએ

સીકનું બહાનું કહાડીને ના કહયું; અને તેથી ફરીથી તેડું મોકલયું. છેલે સારાં સારાં માણસોને વચે નાખયાં; પણ ના, હીરાંબાઇએ સાસરે જવાને સાફ ના પાડી. તેવણ એટલેવેર બોલયાં કે, "જીવતાં જીવત ભસતે જવશ, પણ સાસરે નહી જવશ." તેવણનાં મા પણ એમજ બોલવા લાગાં. તેવણે કહયું કે, "મને કંઇ મારી દીકરી ભારી નથી. એવી સલુકની દીકરી તો હું સતરસો રાખું. એ કંઇ મારી દીકરી નથી પણ દીકરો છે. એની મદદને મુવેલી ખમું પણ સાસરે ગયલી નહી ખમું." એનો ઊઠલો એક બુઢાં ડોસાં, જેવણ છેલી વેલા હીરાંબાઇને સાસરેનું તેડું કરવા આવેલાં હતાં, તેવણે બરાબર વાલયો. તેવણે કહયું કે, "ઓ, લેરે માય, પણ તયારે દીકરીને ઘેરમાં રાખી મેલી તેનું શું આંઠણું ભરવાના છેવો કે? જયારે દીકરીને ઘરમાંજ રાખવાનાં ઉતાં તયારે પરણાવી શું કરવા? કુમારી રાખીને જોગણજ કાંની બનાવી!" આથી હીરાંબાઇને અને ધનબાઇજીને જબરદસત ચટકો લાગો. તેઓએ આ ડોસાને ગાલે ગાલે ધોઈ ફેરી નાખીને તયાંથી ઊભી પુછડીએ નહસાડયાં. પણ તેનો કીનો એ ડોસાંએ બરાબર લીધો. તેવણે હીરાંબાઇને સાસરે જઇ મીઠું મરચું ભભરાવીને એવી

વાતો કીધી કે, તેઓના સસરાનો મીજાજ હાથથી ગયો, અને તેવણે ફરીયાદી માંડી હીરાંબાઇને પોતાને ઘેર લાવવાની તઇયારી કીધી.

હીરાંબાઇ સાસરે નહીંજ આવવાથી અને સામી પતરાજી કરીને સાસરેનાં તેડાંને અપમાન કરતાં રહ્યાથી, તેવણના સસરાએ અંતે ફરયાદી માંડીને તેમને તેડવાનો ઠેરાવ કીધો ખરો; પણ તેમ તેઓ કરે તે આગમજ તે વાતની ખબર બાહરે બહારથી દોલીબાને પડી. દોલીબા જા તે ઘણા રાંક છે. તેવણ સરકારને બારણે જવાની વાતને મોતને બારણે જવા બરાબર ગણે છે, અને બાપ જનમમાં તેવણે કોરટનું બારણું દીઠેલું નહીં, તેથી તેવણ આ વાત સાંભલી ગભરાઇ ગયા. તેવણે લાગતા વલગતાઓની સલાહ લેવા માંડી, તેમાં સરવે સમજુ લોકો તરફથી એકે અવાજે કેહવામાં આવયું કે, "હીરાંબાઇને સાસરે મોકલવીજ જોઇયે, અને તે સાસરે નહી જતી એ ઘણી હીનપસતી ભરેલી વાત છે." આથી દોલીબાએ હીરાંબાઇને સાસરે જવાનો હુકમ કીધો. પણ ધનબાઇજી તેની સાંમે થયાં. જયારે દોલીબાએ કહયું કે, "કોરટ વેર ફજેતી કરીનેબી તો જશે" તયારે ધનબાઇજીએ છાતી ઠોકીને જવાબ દીધો કે, "કંઇ નહી! ફજેતી બજેતી થાય નહીં. આ-

પણી બાજુએ અખાઈ રહયા પેસતનશા પસ-તુ કેવા છે ? તેવણ સરકારમાં લડીને આપણને જીતાવશે, અને હીરાંબાઈના વર તથા સસરાને સજા કરાવશે." પેસતનશાનું નામ સાંભલતાંજ દોલીબાનો મીજાજ ગયો. તેવણે તેને થોડી ઘણી ચોપરી કહાડીને જણાવયું કે, " તે કમ-બખતની પોતાનીજ ઉપર રેમલા મારવાડીએ રૂપીયા પાનસોની 'ડીકરી' મેલવોચ, અને તેને માટે તે પોતેજ નાહુસતો ફરેચ તો તે આપણને શું મદદ કરનાર છે." આ વાતને હીરાંબાઇએ મસખેરીના કરતાં વધારે વજન આપયું નહીં. તેવણ પોતાની માની કુમક ઉપર પોતાની હઠને વલગીજ રહયાં. અંતે દોલીબા અને તેઓ વચ્ચે એ બાબતમાં મીનાકિસો થઈ પડયો. પણ તેથી બી દોલીબાએ પોતાનો વીચાર ફેરવયો નહી. તેવણને લોકો ઘોંક ઘોંક કરે છે કે હીરાંબાઇને સાસરે મોકલો તેથી, તેમજ હીરાંબાઈ સાસરે જાય તો શીરીનબાઇ તથા સોરાબશા.પાછાં પો-તાનાં ઘરમાં આવી શકે એવો વીચાર હોવાથી, દોલીબાવાએ સઘલા ભાગે હીરાંબાઇને સાસરે મોકલવાનોજ ઠેરાવ રાખયો.

વાંચનારી બાનુઓ જાણશે કે, આથી હીરાંબાઇના ઉપાય ખુટી ગયા હશે. પણ નહી. હજુ એક ઉપાય તેમની પાસે બાકી છે. તે શું ?

તે તેવણુની માંદગી! અંતે તેવણે પોતાના પેલા કાલા પાટાની મદદ લીધી, અને તે પાટો માથે બાંધીને ધમ દઇને પાછાં સીક પડી ગયાં. હવે કરવું કેમ? સામા દોજીબાના ઉપાય આથી તો ખુટી ગયા. પણ તેથીબી તેવણ પાછા હટયા નહી. તેવણે અંતે પોતાના સાલા નશરવાનજી, તે હીરાંબાઇના પેલા જાણીતા મામાની મદદ મેલવવાની જરૂર જોઇ, અને તેમની મદદ લીધી. મામા બરા પોંહચેલી બુટી છે, તેથી તેવણે લાગલો એક અકસીર ઉપાય હીરાંબાઈની માંદગી તોડવાનો શોધી કહાડયો. તેવણે પોતાના એક ઓલખીતા ડાકટરને હીરાંબાઇને લગતી સઘલી કહાણીથી વાકેફ કીધો, અને તેની સાથ આગલથી યુકતી કરી રાખી, તેને લઇ હીરાંબાઇ પાસે તેમની માંદગીમાં તેમને જોવાની મસે આવયા, અને પોતે સાથે લાવેલા ડાકટરને કહયું-"ડાકટર સાહેબ, મારાં બેનની દીકરી બીચારી સદાની માંદી ને માંદી ચાલેચ, અને એને સારી કરવામાં ઘણા ડાકટરોના ઉપાય રદ ગીયાચ, માટે મેહેરબાની કરો તમે જરા એવણુને હલુ રહી તપાસોને કંઇ લાગુ પડતો ઉપાય દેખાડો તો તમારો ઉપકાર જનમ સુધી ભુલીશું નહી." આ ઉપરથી ડાકટરે હીરાંબાઇની નાડ એક હાથમાં પકડી ને બીજે હાથે

પોતાનું ઘડીયાલ પકડયું, અને ખુબ ડોળા ઓસી ઓસીને અને ડોક ધુનાવી ધુનાવીને બહુ બારોકીથી નાડ તપાસવા માંડી. નાડ તપાસી રહીને તરતજ દોડતો માણસ મોકલીને પાલખીમાંથી ભુગલી મંગાવી; અને તે વટે હીલાંબોઇને ઘુમ તપાસયાં. પછી બરડાપર અનેબી જેઠેકાણે આગલાં મેલીને ખુબ ઠોકયાં. વલી જરા ઊભા રહી વીચાર કરીને તેવણુના ડોળા ચીરી ચીરીને જોયા. પછી માથાંની નેસો તપાસી. તે પછી કેટલી દવા કોધી અને કેટલો વખત થયો લીધી, તે ખુબ ખખરાવી ખખરાવીને પુછયું; અને છેલે પોતાનું મત આપવા લાગા. "જોવોની નસરવાનજી, દરદ છેબી ને નથી બી. એક લેખે ગણો તો મોટું દરદ છે; અને બી જે લેખે ગણો તો દરદનું નામબી નથી. પણ જે છે તે એ; એનો ઉપાય થવો જોઇયે. એ તો તમે લોકોએ આટલો વખત ચલાવયા કીધું, અને ખોદાના હોકમથી કંઈ ઓરનું દોર નથી થઇ ગયું તે સારૂં છે. પણ હવે એનો ઊપાય જેમ બને તેમ જલદી થવો જોઇએ. તે કાંઈ દવાનો નથી; તેમજ તે કાંઈ ખોરાકનો નથી; અને વલી તે કંઇ હવા ફેરફારનો નથી. તે ઉપાય એકજ છે અને તેજ લેવાય તો સારૂં. નહીતો એમાંથી ઘેલાપણું નીપજશે." એમ

કહીને નશરવાનજીનો હાથ પકડીને જરા દુર લઇ ગયા, અને ડોળા ચહડાવી અને ડોક ધુનાવીને વાતો કીધી, હાથ ઉપર હાથ અફાડયા, કાનપર પડયા, આખો મારી, ને તરેહવાર કોઠેઓ કીધાં. પછી બંને જણા હીલાબાઇ આગળ આવયા. મામા ડાકટરને કહે "તમે બોલો," ડાકટર મામાને કહે "તમે બોલો." એમ ગોલા લંડાઈ કરીને આખરે મામાએ ડાકટરનેજ બોલાવયા. ડાકટરે જેમ તેમ જીભ કરડી કરડીને બોલવા માંડયું. "જોવોની બેહેન, દરદ દરદમાં ફેર છે. કેટલાંક કેમ સારાં થાયછે, અને કેટલાંક કેમ સારાં થાય છે. તમારે માટે મને બીજો કોઇ ઇલાજ દેખાતો નથી, અને હું જે ઇલાજ બતાવીશ્શું તેમાં જો કોઇબી ભારે કાબેલ ડાકટર વાંધો લે તો તમો કેહો તે હું કરી આપું! એનો ઇલાજ એ છે કે તમોએ સાસરે તમારા ધણી જોડે રેહેવું જોઇયે." હીલાંબાઇના ડોળા ઊપર ચહડી ગયા. તેવણે જોયું કે આ તો ગળે ફુસો મારવા જેવો ઇલાજ નીકલયો. તે ઉપરથી તરત તેવણેબી પોપટની માફક બોલવા માંડયું. "હા, ડાકટર તમે કેહોચ તે ખરૂં હોસે ; પણ મને તે ઉપાય લાગુ નથી પડતો. તમે કેહોચ કે મારૂં દુખ સાસરે જવાથી મટી જશે, પણ હું તો જયારેબી સાસરે જવુંચ ત-

યારે મારૂં દુખ સામું વધેચ. તેથીજ હું સાસરેથી જવાને બીહુંચ. બાકી બાવા! સાસરે જવા વગર કંઇ છુટક છે? મહારે રેહવામાં કોણ રાંડનું દલદર ફીટુંચ કે મારૂં ફીટશે? બધો જનમારો તો સાસરેજ કહાડવાનો; મહીરૂં ઘેર તો થોડા દહાડાની ધરમસરા છે.” ડાકટરને નશરવાનજી મામાએ પાટી ભણાવી રાખેલી હતી, તેથી હીરાંબાઇની આ જબાનદરાજી સાંભળી તેવણ ગભરાઈ ગયા નહી. તેવણે થંડે પેટે પાછો જવાબ દીધો કે—હીરાબાઈ, તમારૂં ડાહ્પણ જોઇ હું તમારી ઊપર આફરીન કરૂંચ. તોબી તમારો એ વીચાર ખામી ભરેલો છે. સાસરે જવાથી તમારૂં દરદ વધેચ એ તમારો વીચાર ખરો નથી. તમોએ ડાકટરનાં મતને વધારે વજન આપવું જોઇયે. ઘણી દવાઓ ખુબ લાંબી મુદતેજ ફાયદો કરેછે, તેમ એમાંબી છે. વાસ્તે તમારો વેહેમ તમોએ કાહાડી નાખવો. બઇરાંઓની દવાદારૂ કરતાં મારો જનમ ગયો છે. પણ સાસરે જવાથી બઇરીનું દુખ તમારા જેવા કેસમાં વધે એમ મેં કદી જોયું નથી. વારૂં એકબારગી હું કબુલ કરૂં કે સાસરે જવાથી તમને દુખ થાય છે; તો કેહેવો, મહીરે રહીને તમે કયાં સુખી રહયાં છો? અહીંબી તો તમે સદાનાં માદાંજ

ચાલો છો. તે કરતાં બેહેતર કે પોતાને સાસરે જઈ પોતાનાં દુખનાં નીવારનની આશા તો રાખવી. મારી ખાતરી છે કે, એજ ઉપાયથી તમારૂં દુખ મટી જશે, અને જો કદાચ નહી નોકલી જાય તો પછી આપણે કયાં દુર છઇયે?" ડાકટરના આ બોલવાનો ઊતર હીરાંબાઇ વાલે તેટલે નશરવાનજી મામા બોલી ઊઠયા-"ડાકટર સાહેબ, પણ હીરાંબાઇ કયાં સાસરે જવા ના કહે છે? એવણ જવાને તો ખુશી છેજ, પણ એવણનાં મનમાં એજ એક ખોટો વહેમ બેસી ગયોચ કે તયાં જવાથી દુખ વધશે. પણ તમો ડાકટર છેવો, અને તમો જો ખાતરી આપો કે એવણને સાસરે જવાથી દુખ નહી પણ સુખ થશે, તો પછી એવણને કંઇ અડચણ નથી." ડાકટરે પાછું ભાશણ શુરૂ કીધું; અને એમ કરીને હીરાબાઇની જીભલી તદન બંધ થવાની ફરજ પાડી. તેવણ પોતાનાં મન સાથે બોલીયાં કે-"આ ભસતે ગીઆઓ તો મારી જુ થઇ લાગાચ, તે કંઇબી કરી સાસરે મોકલયા વગર રેહવાના નથી. વાસતે હવે તો હા કહીને કાસર પટાવવી. એક વાર સાસરે પણ જવું, અને તયાં જઈને બુમ માંદું પડવું ! પછી એ મુવાઓ શું કરવાના છે? પોતાની મેલે મને પાછી મહોરે બોલાવવી પડશે. હું બી

તો ખરી કે એકવાર સાસરે જઇ તયાં એવી તો માંદી પડું કે એ મુવાઓ ખુબ જુઠા પડે !" એવો વીચાર કરી તેવણે જવાબ દીધો કે, "ડાકટર સાહેબ, તમારો જયારે એવોજ વીચાર છે, અને મામાજીની એવીજ મરજી છે, તમારે હું કંઇ વધુ કહી શકતી નથી. જેમ તમો કેહશો તેમ કરવાને તઇયાર છું, પછી મારાં નસીબમાં જે કંઈ થવાનું હશે તે થશે."

હીરાબાઈ જેવાં સાસરે જવાને કબુલ થયાં કે નશરવાનજી મામાએ ઢીલ નાખવામાં ડાહપણ જોયું નહી. તેવણ એકદમ ઉઠી બાહેર જઇને એક રેંહકલો કરી લઇ આવયા, અને હીરાંબાઇને કહ્યું "ચાલો દીકરી ઉઠો ! હું પોતેજ તમને સાસરે મેલો આવીશ. તયાં હું તમારાં સાસુ સસરાંને તમારી તરફથી ઘણો દમ ભરાવશ, અને તમોને કોઈ ખોટી રીતે હેરાન નહી કરે તેનો પુરતો બંદોબસત કરશ." ગરીબ બીચારાં હીરાંબાઇ હાંસતાં કુસતાં ઉઠીયાં. મુગાં મુગાં કપડાં બદલી તઇયાર થયાં. ચુપચુપ રેંહકલામાં બેઠાં. ગલે ગાંઠ ને મોંડે કુચો! રેંહકલો ખરખર કરતો આગલ વધયો, અને આપણાં ધનબાઇજીની "સલુકની દીકરી" હીલાંબાઇ વરસોની મુદતે સાસરે સધાવયાં! કોઇ એવણને નજર ના લગાડશો હો!

---

વાંચનારી બાઇઓ કદાચ વીચારશે કે, ચાલો હવે સઘલું ઠંકાઇ ગયું. હીરાંબાઇ સુધરી ગયાં હશે. તેવણ ઠરીને સાસરે રહયાં હશે. પણ નહી! એટલી ઊતાવલ ના કરો. જરા ધીરજ ધરીને જુવો. હીરાંબાઇ નો કનાં મારયાં સાસરે ગયાં તો ખરાં. મામાની ધાકથી તયાં રહયાં પણ ખરાં. પણ નવો નીશાલયો નવ દહાડાનો; તેમ આપણી આ નવી વહુ પણ નવ દહાડાનીજ ઠરી. બરાબર નવ દહાડા થયા નહીં તેટલે તો હીરાંબાઇને પોતાનું ઘેર યાદ આવવા લાગું. તયાંની મોજ અને મકરકુંદી હઇયે ચઢી આવી. પોતાની સહીમીતીઓ યાદ આવવા લાગી; અને પોતાની પેલી ધરમની માસી કાકીઓ પણ યાદ આવવા લાગી. તેથી તેવણે પોતાના અસલી ચેનચાલા પાછા શરૂ કીધા. આજે તેવણને નરણનું દુખ પડયું; કાલે તેવણને દેરાણીએ ગાલ દીધી. પરમ દને તેવણપર જેઠાણીએ ચાઠી દેરા બાલીયા; ચોથે દહાડે તેવણપર સાસુનો જુલમ પડયો; પાંચમે દહાડે તેવણને સસરાએ તાનો મારયો; છઠે દહાડે તેવણને દેરે ધમકાવયાં. સાતમે દહાડે તેવણને જેઠની નજર લાગી; આઠમે દહાડે તેવણને ધણીએ મારયાં. નવમે દહાડે તેવણ ચણાના ઝાડ ઊપરથી તુટી પડયાં;

દસમે દહાડે તેવણને ખસખસની ઠેસ લાગી. અગીયારમે દહાડે તેવણનો જીવ બગડયો; બારમે દહાડે તેવણને સાસરાંના ઘરમાં ભુતના ચાળા માલમ પડયા. સાડા બારમે દહાડે તેવણને ખાવાનું ઓછું પડયું; તેરમે દહાડે તેવણનાં ભાણાંમાં "કરામત"નો રાતો દોરો જણાયો. ચઊદમે દહાડે ધુલ થયું; પંદરમે દહાડે પથરા થયા. સોળમે દહાડે પાહુણકા થયા; સતરમે દહાડે બેબાર આવી. અઢારમે દહાડે તાપ આવી; ઓગણીસમે દહાડે તાડ઼ાડયો ચહડયો. વીસમે દહાડે તો આબાદ ખાટલે પડયાં, અને આ રીતે સાસરે જઇને માંદાં પડવાનો પોતાનો બોલ છેલે સરવાલે ખરો પાડયો! જુવોરે આ બઇબાઇઓ આ સોંગ!

વાંચનારી બાઇઓ કદાચ અંદેસો કરતી હશે કે, આવાં આવાં આફત બીચારાં દુખી હીરાંબાઇ ખમે છે તેની વાત તેવણનાં વહાલાં માતાજી જાણતાં નહીં હશે. પણ તેમ નથી હો. તેવણનાં મા બધું જાણે છે; સઘલું દર ઘડીએ ને દર પલે તેવણને ખબર પડે છે. તે જાણવા માટે બંને મા દીકરાં વચે "રામા" અને "કાસમ" દોડતાજ રહ્યાછે. ચીઠીઓ લાવવા લઈ જવાને કાસદો ચાલુજ છે. હવે જયારે પોતાના પેટનીજ દીકરી—તેબી વલી "સ

લુકની દીકરી "-ની મદદ ઊપર આવી આવી આફત વીટે, તે કંઇ માયથી ખમાય ? કદી નહીં. ધનબાઇજીનું કલેજું તો બલીને કોયલાજ થઇ ગયું. તેવણે હીરાંબાઇને પાછાં તેડાવવાને નોતરાં શરૂ કીધાં. અને તેથી જયારે વલયું નહી, તયારે પોતાના ભાઈ નશરવાનજી (તે આપણા હીરાંબાઈવાલા મામા) ને તયાં જઇ તેમની સાથે ચોડડાં ફાડવા મંડી ગયાં. તેવણે કહયું કે,-"મારી સુના રૂપાની દીકરી તમારે લીધે ફાંસમાં પડીચ. તેને અતર ઘડી જેવીને તેવી પાછી લાવી આપો. નહી તો હું મારો જીવ આપી દેવશ."નશરવાનજી મામા તુરત આ વાતનો ભેદ પામી ગયા. તોપણ દાવ સંભાલી લેવાના હેતુથી તેવણ તુરત પેલા હુશયાર ડાકટરને લઇ હીરાંબાઇને સાસરે ગયા. પણ તયાં તેવણ જોય શું? હજુ તો તેવણ ઘરમાં પગ મુકે તેટલે હીરાંબાઇની કહાણી કીરતની જથાબંદ વાતો તેના કાનમાં રેડાવા લાગી. જયારે તેવણ હીરાંબાઇની પાસે ગયા તયારે વલી જુદોજ સોંગ જોયો. હીરાંબાઇએ એવો દેખાવ કીધો કે, જાણે જે વખત જાય છે તેમાં આંખ વીચા નાખવાનાં હોય! પણ એણીગમ મામા અને ડાકટર પડયા ! ડાકટરે ધીરે રહીને નાર તપાસી અને ઠોકી ઠાકીને મત આપયું કે

હા જરા નબલાઈ થઈ છે; પણ માંદગીમાં કાંઇ દમ નથી. એમને હું એવી દવા આપશ કે કાલનાં કાલ ઘોડા જેવાં થઈ જશે. પણ હીરાંબાઇએ તે વાત માનવાને ધસીને ના પાડી. તેવણ બોલયાં કે, "જો મને અહીંથી તુરત લઇ જશો નહી તો હું નહી જાણુતી કે હું ચોવીસ કલાકમી કાહાડશ. વાસતે જેમ તમો મને બાંહુસ કરીને અહીં લાવયા તેમ તમોજ કંઇબી કરીને પાછી લઇ જાવો." જેમ જેમ ડાકટરે હીરાંબાઇની માંદગીને નાની કહે તેમ તેમ હીરાંબાઈ ટકા વધારીને તેને આસમાન જેવી મોટી દેખાડે. અંતે તેમને સમજાવી પટાવીને તથા દવા આપીને ડાકટરે તથા મામા પાછા ફરયા. તેમની વલણ ઉપરથી હીરાંબાઇએ જોઈ લીધું કે, આટલો બધો માંદગીનો દેખાવ કરવા છતાં મામા કંઈ પાછા મહીરે લઇ જાય એમ નથી. તેથી તેવણે લાગલો "કાસમ"ને પેગામ આપી પોતાનાં મા પાસે દોડાવયો, અને તેમને કેહેવાડયું કે, "જો તમે પોતે મને તુરત આવીને નહી લઈ જશો તો હવે હું એર બાઇને પણ મરી જવશ." આ પેગામ સાંભલતાંજ ધનબાઈજી હવેરાં બાવરાં બની ગયાં, અને કોઈની પણ દરકાર ન કરતાં પોતે જાતે જઇ લડી વહડીને પોતાની "મુલુકની દીકરીને" પાછી

પોતાને ઘેર લઇ આવયાં. અલબતે, સંભાળી તપાસીને, આ'મી ને આ'મી, અને તેબી આ ગલનીજ પેઠે રેહેંકલામાં બેસાડીને!

વાંચનારી બાઇઓ શું ધારશો? આથો હીરાંબાઇને સાસરે શું દલગીરી ફેલાઈ હશે? નહી; કાંઇજ નહી. તેઓ બાપડાં તો એક પીડા માંથી છુટાં. હીરાંબાઈ તેમની સાથે સતર દહાડા રહયાં, તેટલે સાડાસતર હજાર તેમની ઊપર ક્હાણી પાડી રહયાં. કહો કે તેમને દાંતમાં આસડું આપયું. તેથી તેવણ પોતાની મેલેજ પટયાં તે માટે ઓર તેઓ તો ખુશી થયાં, અને ઘણા દહાડાનો દમ નાખે ચહડી રહયો હતો તે હવે બરાબર બાહેર કાહાડવા લાગાં. તેઓ સમજયાં કે થંડે પાણીએ કાસર પટી. હીરાંબાઇ કંઈ નવું જુનું કરયા વગર આટલુંજ રમખાણ મચાવીને પઢયાં તે માટે તેઓએ ખોદાના શુકરાના કીધા. તે જોડે તેઓએ કાન ચાંમતી તોબાહ તોબાહ કરીને ઠેરાવ કીધો કે, હવે ફરીથી હીરાંબાઇનું નામ લેવું નહી.

ચાર દીનનું ચાંદરણું કરીને આપણાં હીરાંબાઈ આ પરમાણે પાછાં ભરયાં પુરયાં પીયર આવયાં. ઘેરમાં અને મોહલામાં હોહા થઈ રહી. મોહલાનાં લોકો જોવા નીકલયાં, અને ઘરનાં ભર ભાડુતો–પેલી ધરમની માસીઓ–દીલાસો

આપવા આવી; અને તેવણનાં સાસરાંએ તેવણપર જુલમ ગુજારીયો તે માટે તેને ગાલે ગાલે ધોઇ ફેરી નાંખ્યું! તે જોડે તેઓ બાપડાં શીરીનબાઇને પણ ગાલ દેવા લાગાં, કારણ ધનબાઇજીની તકરાર અને બચાવ એવો છે કે, શીરીનબાઇએ હીરાંબાઇનાં સાસુના કાન ભરીને હીરાંબાઇનું ધાન ભાજયું! એ રીતે મહીરે ઘેર આવયા બાદ, મહીનો બે મહીના તો હીરાંબાઇએ પોતે માંદાં છે એમ કરીનેજ કાહાડયા. તે પછી જરા જરા સાજાં થઈ ફરવા લાગાં. થોડો વખત તો તેવણે પોતાનાં ભાઈ ભોજાઇ અને દુશમનોને વગોવવામાં અને તેમને ગાલે ધોઇ નાખવામાં કહાડયો. પણ તેમાં તેમનું કશું વલયું નહી. તે પછી તેવણને માટે કંઇ ખાસ કામ રહયું નહી. તયારે શું તેવણ અમસથાં બેસીને માકડ મારે? ના નહી—તેવણે કંઇ મોટું કામ માથે ઉઠાવી લેવું જોઇયે. તે કામ તેવણે મહા મેહનતે શોધી કહાડયું. તેવણનાં મનમાં આવયું કે બાવાની સઘલી દોલતનાં તેવણે એકલાએજ વારેસ થવું જોઇયે. અંધુરો તે પુરો વલી એ પવન તેવણનાં મનમાં ભરાયો તેનું કારણ પણ તેવણ પાસે તઇયાર છે. તેવણ કેહવા લાગાં કે, "દીકરાએ બાપને ઘરડે ઘડપણ કંઇ મદદ કીધી નથી; તેણે જુદો રહી માબાપને તજી દીધાં, માટે

બાપની દોલત મીલકત પર તેનો કશો હક નથી. સઘલો હક મારો પોતાનોજ છે. કારણ મેં પોતાનો આખો ભવ બાપનાં ઘરમાં કહાડીને બાપની સારવાર કરી છે! વળી એવુંજ મત પેલા મી૰ પેશતનશા પસતુએ પણ પોતાનાં ધારા શાસ્ત્રમાંથી આપયું. એ જોડે વલી હીરાંબાઇએ બીજી તકરાર એ રજુ કીધી કે. "મને સાસરાંનો કે ધણીનો કંઈ આધાર મલે નહી, તયારે કેહેતી બાઈ બાવરોનું થાય શું? માટે જીંદગી સુધીનાં મારાં ભરણ પોશણ માટે બાપની દોલત મનેજ મલવી જોઇયે, અને પડી રહેવા માટે બાપનું ઘેર પણ મનેજ મલવું જોઇયે. દીકરો તો મરદની જાત છે–રલતો કમાતો પુત છે–તેની કંઈ ફીકર નહી!

બાપની માલ મીલકતનો વારસો દીકરાને આપવાને બદલે સમુલગો દીકરીનેજ આપી દેવાની હીરાંબાઇની વાત ધનબાઇજીનાં ધયાનમાં તુરત ઊતરી. તેથી તેવણ તે વાત દોસીબાનાં મનપર ઠસાવવાની યુકતી પેહલે આડકતરી રીતે કરવાં લાગાં, અને તેમાં જયારે કંઇ વલયું નહી તયારે સીધી રીતે તેમ કરવાં લાગાં. તેવણની ચાલુ કોશેશથી અંતે એ વાત, જોકે સઘલી તો નહીજ તોપણ થોડીબી, દોસીબાનાં બુઢાં ભેજાંમાં ઉતરી. તેથી દોસીબાએ એવો

વીચાર કીધો કે, બંનેને-દીકરાને તેમજ દીકરીને-સરખે ભાગે સઘલું વેહેંચી આપવું. કે કંકાસ મટી જાય અને વાંધાનો છેડો આવે. પણ તે જોડે તેવણને શીરીનબાઇ, નાજાં અને ખુસરૂ હૃદયે ચડી આવયાં. તેમની તરફ તેવણનાં દીલમાં જે અતીસય પયાર છે તે આ વેલા એક દમ ઉભરી નીકલયો. તેથી તેવણે એવો પણ વીચાર કીધો કે, તેમનું પણ કંઇ જુદું નામ પાડવું. એ વીચાર પોતાનાં મનમાં નકી કરીને તેવણે ધનબાઇજીને જણાવયો. ધનબાઇજી પેહેલ તો એ વીચારની સામે થયાં, પણ જયારે દાલીબાએ નરમાસથી અને તકરારથી સમજાવયું તયારે તેવણે તે વીશે ઝાઝો વાંધો લીધો નહી. તેવણ એટલુંજ બોલીને વાતનો છેડો લાવયાં કે, "મારી દીકરી જીવે જાગે તયાં સુધી સુખી સુખયારી રેહે, એટલો બંદોબસત થયો તો મને જાણે બધી દુનયાનું રાજ મલયું." દાલીબાએ ખાલેસ દીલથી જવાબ દીધો કે, હું તેમજ કરશ.

પણ એટલું છતાં આપણાં લોભી હીરાબાઇનો ખાતરમાં એ વાત ઉતરી નહીં. ધનબાઇજીએ જેવી તેમની આગલ એ વાત કહાડી તેવાંજ હીરાંબાઇ તેમને જાણે ખાઇ ગયાં, અને શેવટે એટલે સુધી ધમકી આપી કે, જો

સોરાબશા કે શીરીનબાઇને કંઇબી આપવાની વાત કરશો તો હું બસ એકદમ ઝેહેર ખાઇને મરી જવશ! આથી ધનબાઇજીનું સઘલું ડાહાપણુ પઓરાઇ ગયું. હીરાંબાઇના કાજગરા જીવને ખાતર તેવણ દોસીબાના વીચારની વાઋધ થયાં. તેવણે દોસીબાને સાફ કહયું કે, "એમ કંઇ બનશે નહીં; તમે જો બેહેસ્તમાં તમારાં હાડકાં ઠરવવાના હોવો તો વીલ સઘલું હીરાંબાઇને નામેજ કરી આપો." દોસીબાએ એવું ઉંધું કરીને ખોદાનો ગુનેહગાર થવાને ના પાડયું. પણ તેવણ જેમ જેમ એવું કેહેતા ગયા તેમ તેમ ધનબાઇજીનું ઝનુન અને હીરાંબા-ઇનું તોફાન વધતું ગયું, અને ઘરમાં નવેસરથી એક મોટું રમખાણ જાગયું. ભરભાડુતણીઓ વચે પડી. પેસતનશા પસતુ વચે નીકલી આ-વયા, અને સરવે જણાં એકસંપીથી હીરાંબા-ઇની તરફેણ થયાં. ગરીબ બીચારા ડોસાજી! પોતાની જાલમ બાહિ્રો અને દીકરી આગલ તેઓ કંઇ કરી શકયા નહીં. અંતે જયારે તોફાન હદ બાહેર વધી પડયું તયારે તેવણે જુલ-મના મારયા વીલમાં સઘલું હીરાંબાઇના નામે કરવાને "હા" કહયું, અને શેવટે તેજ મુજબ કરવામાં પણ આવયું.

વાંચનારી બાનુઓને અહીં ઘણીજ દલ-ગીરી ઊતપન થશે. તેણીઓ કેહેશે કે, "મરે રે-

મરે! આ કેવું અંધેર થાય છે! તયારે બીચા-
રો હકદાર દીકરો અને હકદાર વહુ તો એમજ
રહી જાય કે?" પણ નહી. એમ બનશે નહી.
કુદરતનાં કામ ધનસારી છે. કુદરત કદી ઊંધી
વાત પસાર થવા દેતી નથી. થોડો વખત એ
વું અંધેર પસાર થઈ શકે છે. પણ અંતે વાજ
બીનોજ ફતેહ થાય છે. તેમ આ બાબતમાં પ-
ણ બનયું. દોલીબાએ નાચારીથી ધનબાઇ
અને હીરાંબાઇને તાબે થઇ વીલમાં સઘલું હી-
રાંબાઇને નામે લખી આપયું તો ખરૂં, પણ તે
ઝાઝા દીવસ ટકયું નહીં. એક ન ધારેલા બ-
નાવે આ સઘલાં ઓટારાંને ધોઇ કહાડયું. તે બ
નાવ શું તે હવે આપણે જોઇયે. દોલીબા પો-
તાના જુદા રહેલા દીકરા અને વહુને હલુસે મ-
લતા ભેટતા રહે છે તે તો આપણે જાણયે છે.
પણ ઉપલું અઘટીત વીલ કીધા પછી દોલીબા
નું અંતકરણ ડંખવા લાગું, અને તેથી તેવણ
પોતાના દીકરાને ઘેર જવાને, શરમ અને ગભ-
રાટના મારયા, અશકત થઇ પડયા. એવી રીતે
પોતાનાં વહાલાં છોકરાંઓને મલવા વગર તેવ
ણે થોડાક દહાડા કહાડી નાખયા ખરા, પણ
અંતે તેમનાથી તે ખમી શકાયું નહીં. તેવણ-
નાં દીલમાંનો કુદરતી પયાર પાછો જોસથી ઊ.
ભરવા લાગ્યો, અને તેથી તેવણ એક દહાડે લા-

ગ જોઇને પોતાના દીકરા વહુને ઘરે ગયા. તયાં મલી ભેટીને વાતચીત કરતાં જયારે તેમને પુછવામાં આવયું કે, વચે ઘણા દીવસ નહી કેમ આવયા, તયારે તેવણનો લાગણી ઊભરાઇ આવી; તેવણની આંખમાંથી આંસુ ટપકયાં; અને પેલાં વીલને લગતી સઘલી વાત તેવણે પોતાના વાહાલા દીકરા અને માનવંત વહુને ખરે ખરી જણાવી દીધી. તે જોડે તેવણે એમ પણ જણાવયું કે, આ વીલ કરીને હું પસ્તાઊં છું, અને કોઇબી રીતે તેને રદ કરીને નવું વીલ તમારે નામનું કરવા માંગુંછું.

દોલીબાની આ વાત અને એવી કઢંગી હાલત જોઇને સોરાબશા તથા શીરીનબાઇને અતીશે લાગી આવયું. તેઓ જો કે દોલીબાના હકદાર વારેસ છે, તોપણ તેઓ હીરાંબાઇની પેઠે હમણાંનું હમણાંજ વીલ કરાવવા માંગતાં નથી, અને લોભ અદેખાઇ તથા એકલપેટાપણે સઘલું પોતેજ લઇ મેલી હીરાંબાઈ કે ધનબાઇજીને તદન રખડતાં કરવાનો તેમને ખયાલ વટીક નથી. ઓર તેમનો એવો વીચાર છે કે, દોલીબાને એવી વાતથી કંટાલો આપીને તેમના બુઢાપાના વખતમાં પજવવાં નહી; તેવણની કજા રજાએ દુનયા અને કાયદાના સરેસતા પરમાણે તેમની માલ મીલકતનો ઘટતો ફડચો થઈ રેહેશે.

પણ દોલીબાની ઊપલી વાતથી સોરાબશાને પોતાની પાછલ ઊભી થતી ખરાબી દેખાવા લાગી. તેઓએ જોયું કે, હવે જો તદનજ ચુપ રહીશું તો બાપના હક વાજબી વારસાથી તદન બાતેલ થઇશું, અને હીરાંબાઇ પોતાની સઘલી કમજાતી છતાં ફાવી જશે, અને વખતે તેની દયા હેઠલ આવવું પડશે. એવો વીચાર કરીને સોરાબશાએ આ તકનો ઘટતો લાભ લઈ લેવાની જરૂર જોઈ. તેઓએ પેહેલે દોલીબાને પુરતો દીલાસો આપી તેમનો જીવ ઠેરવયો, અને તે પછી તેમને દેખાડી આપયું કે હાલનું ગેરવાજબી વીલ રદ થઇ શકશે, અને તેને બદલે તેઓ ચાહે તેવું નવું વીલ કરી શકાશે. એવી ખાતરી થતાંજ દોલીબાને ગોયા નવો જીવ આવયો. તેવણ ખુશી ભરયાં દીલ સાથે પોતાનાં આ બચ્ચાં છોકરાંથી છુટાં પડયાં, અને તેમની ઇછા મુજબ સોરાબશા નવાં વીલની ગોઠવણમાં મંડયા. તેવણે પોતાના કેટલાક લાયક મીત્રોની તેમજ વકીલની સલાહ લીધી અને તે મુજબ નવાં વીલનો એક સરસ ખરડો, દોલીબાની ઈછા અને સુચના મુજબ, ઘડી કાહાડવામાં આવયો. તેમાં દોલીબાએ પોતાનાં આગલાં વીલને રદ કરેલાં જણાવયાં, અને પોતાની તમામ માલ મીલકતના એકલા

વારેસ સોરાબશાને ઠરાવેલા જણાવયા. હીરાંબા-ઇને કાંઇક નામની રકમ આપીને તેમને માટે તે-માં એવું ઠેરવયું કે, તે જો ભાઇની સાથે સમ-જુતી અને લાયકીથી ચાલે તો ભાઇએ તેને પોતાની સાથે રાખીને તેનું ગુજરાન કરવું. એ ખરડો દાલીબાને દેખાડતાં તે તેમને એટલો તો પસંદ આવયો કે, તે મુજબનું વીલ કરવા-નો તેવણે નીશ્ચય ઠેરાવ કરયો. પણ એ ઠેરાવ પાર પાડતાં વકી મુજબ તેવણની સામે ધનબા-ઇજી અને હીરાંબાઇની લડાઇ પાછી ચાલુ થઇ, અને તે ઘણી જોશમાં ચાલુ થઇ. પણ તે છતાં ચોકસ મોભાવાલા અને લાગવગયા માણસોને વચે નાખીને દાલીબાએ એ વીલ નકી કરી તે ઉપર પોતાની શેવટની સહી કીધી.

અહીં વાંચનારી બાનુઓને અજાયબી એ લાગશે કે, એવું વીલ થયા છતાં હીરાંબાઇ પોતાના ઠેરાવ મુજબ કુવામાં કાં પડયાં નહી! તેવણ કુવામાં તો પડતેજ, પણ કુવામાં નહી પડયાં તેનું એક કારણ છે. તેવણને એવું લાગું કે, કુવામાં પડીને કાજગરો જીવ ખોહવાથી કંઇ હાથમાં આવતું નથી; તે કરતાં જીવીને પોતાની મતલબ પાર પાડવાને તેવણે આ વેલા પસંદ કરયું. જેમ મામાએ ખોહસ કરીને સાસરે મોકલવાથી હીરાંબાઇએ સાસરે જઈ માંદા પ-

ડીને પોતાનીજ મંમત પુરી પાડી હતી, તેમ બાપે એવું વીલ કીધું તે વખતે પણ તેને રદ કરવાની એક યુકતી તેવણે પોતાનાં મનમાં આગલથી રચી રાખી હતી. તે એમ કે, દોલી બા જરાબી માંદા પડે અથવા તેવણની કોઇ ચોક્સ ગેરહાજરી થાય તે વખતે કોઈ જાણે નહી તેમ નવું વીલ તેમની કબાટમાંથી કાહાડી લઇને ફાડી નાખવું, અને તેને બદલે પેલું જુનું વીલ કબાટમાં રેહેવા દેવું. હીરાંબાઈની આથી ખાતરી હતી કે આગલનું વીલ કાયમ રેહેશે, અને પાછલી વાત તદન નાબુદ થઇ જશે. આમાં તેમને પોતાની સહીઓથી તથા મીત્રોથી સલાહ મલી તેથી આ કામને મલતીજ હતી. હીરાંબાઈ આ ધારણા રાખી હજી તો ઘણો વખત ખોટી થયાં નહી તેટલે તેમને પોતાની યુકતી પાર પાડવાની તક ઘણી જલદીજ મલી. વીલ પોતાની મતલબને મલતું નહી થયાથી હીરાંબાઇએ અને ધનબાઇજીએ કજ્યા કંકાસનું જે જબરદસત મંડાણ કરયું હતું, તેનો ચાલુ બલાપો અને ગભરાટ, દોલીબાનાં બુઢાં તન મનથી હવે ખમી શકાયો નહી. તેવણનાં હાડ દાહાડે દાહાડે ગગડી જવા લાગયાં, અને અંતે તેવણ મરતતોલ માંદાં પડયાં.

પોતાની મરજી મુજબનું વીલ નહી થ-

યાથી હીરાંબાઈ અને ધનબાઇજીએ જે ચાલુ રમખાણ મચાવલું તેથી બીચારાં બુઢાં દોલીબા માંદા પડયાં, તે આપણે ઊપર જોયું. દોલીબાની આ માંદગી ઘણી ઘાતકી છે. તે વખત જતાં વધતીજ ગઇ, અને તેનો લાભ લઈ ધનબાઇજીએ અને હીરાંબાઇએ પેલું વીલ તેમની કબાટમાંથી હલુસે કહાડી લઇને બાલી નાખયું, અને તેની જગોએ આગલું રદ થયલું વીલ મેલયું! એટલુંજ કરપીન કામ કરીને આ મા દીકરી ધરાયાં નહી. પોતાની મતલબને ખાતર તેઓએ વલી દોલીબાની આ માંદગીની વાત પણ તરણ ચાર દીવસ છુપાવી રાખી. પણ અંતે એ વાત ઊઘાડી પડી. લોકો પર લોકો દોલીબાને જોવા આવવા લાગયાં. દાકતર પર દાકતર આવવા લાગયા અને તરેહવાર દવાઇઓ ચાલુ થઈ, પણ કોઈ કારગત લાગી નહી. છેલે દોલીબાની હાલત એવી થઇ કે, તેવણ કોઇને ઓલખી કે બોલી પણ શકે નહી. તેવણને મોંઢેથી છેલા જે બોલો નીકલયા તે એ કે, "મારા સોરાબને, મારી શીરીનને, મારી નાજાંને, મારા ખુસરૂને લાવો!" પણ મોડ ભાયગે તેઓને તો આ નાખુશ બનાવની હજુ સુધી ખબર બી અપાઈ નથી. પણ તે તેમને મલી, અને જેવી મલી તેવાંજ સોરાબશા અને શીરીનબાઈ જીવ

નાખતાં, પોતાનાં બંને બચ્ચાં જોડે, પોતાના મા યાલુ અને બુજરગ બાપની શેવામાં આવી પોહોચયાં. તેઓ આવીને જેવાં હાજર થયાં, અને "બાવાજી બાવાજી" કરતાં દોલીબાનું મોડું પસવારી તેમને બોલાવવા લાગયાં, કે જાણે કંઈ ચમતકાર થયો હોય, જાણે કંઇ નવો જીવ આવયો હોય, તેમ દોલીબાના વીચાઇ ચુકેલા ડોલા પાછા ઊઘડી ગયા. તેવણની બંધ થયલી જીભ ખુલી થઈ. તેવણે પોતાનાં આ ચારે વાહલાંઓ તરફ ટીકી ટીકીને જોયું. તેવણની આંખમાંથી આંસુ નીકલી પડયાં. તેવણ કંઇ બોલવાની કોશેશ કરવા લાગાં, પણ બોલી શકાયું નહી. તો બી તેવણે બોલવાની કોશેશ જારી રાખી. તેવણે એક પછી એક સોરાબશા, શીરીનબાઈ, નાજાં અને ખુસરૂના હાથ લઈ પોતાની આંખમાં દાબયા અને અંતે આટલું બોલી શકયા,–" મારાં વહાલાં બચ્ચાંઓ, હું મરૂંચ! જે કંઇ મારૂં છે તે સઘલું તમારૂંજ છે–મારી દોલત, મારૂં ઘર અને છેલે મારી મોહોબત!"

આટલું બોલતાં દોલીબાએ પોતાનો પવીતર પરાણ છોડયો. ઘરમાં રડારડ થઇ રહી. હીરાંબાઇ અને ધનબાઈજી રડવા લાગાં, પણ તે દોલીબાની દોલતને. સોરાબશા અને શીરીનબાઇ રડતાં તે દોલીબાનાં અંચીંતાં મરણને.

તેવણના પયારને, તેવણની ભલાઇને, અને તેવણની જુદાઇને! અંતે રેવાજ મુજબ દોલીબાને અવલમંજલ પહોંચાડવામાં આવયા. પણ દોલીબાની લાશને અવલમંજલ પોંહોંચાડવા લઇ જતી વેલા તેમનાં ઘરમાં એક જાણવા જોગ બનાવ બનયો. આપણાં હીરાંબાઇ બાપનાં મરણનું રડતાં કુટતાં એટલાં પછડાઇ ગયાં કે, તેઓ ખડકીમાં બઇરાંઓનાં ભરચક ચકરડાં વચ્ચે એકદમ બેસુધ થઈ પડયાં! તેથી દોલીબાનાં મરણની વાત બાજુ રહી ગઇ અને હીરાંબાઇને મરી જતાં બંચાવવાની ઘમરચકરી ચાલુ થઇ! તેમનાંમા ધનબાઈજી જેઓ અતયાર સુધી પોતાના મરનાર ધણી દોલીબાને રડતાં કુટતાં હતાં તેઓ એકદમ હીરાંબાઇને રડવા કુટવા મંડી ગયાં. જોકે હજુ હીરાંબાઇ મરી ગયાં નથી! તોપણ તેમને જીવતાં જીવતજ મરી ગયલાં ગણીને ધનબાઈજી અને તેમની સહી મોતરીઓ હીરાંબાઇને નામના ધપકરા લેવા લાગી. ધનબાઇજી કહે—"દીકરી તુને મારતાં મરે જો!" અને કોલાઈ ફુઇ કહે—" હીરાંબાઇ તુને હણતાં નરતાં ભસતે જાય જો!" વલી ધનબાઇજી તાહોકો કહાડી ધપકરો લઈ બોલે કે—" દીકરી તું મનેબી તેડી લેજે જો જાઇ મારી રે!" તયારે આસીકાકી ઘાંટો ખેંચી છાતી કુટીને બો-

લે કે, "હીરાંબાઇ તું મારી મુઈ દીકરીની બેન થઇ લાગજે જો દીકરી મારી રે!" એ મુજબ હીરાંબાઇનાં મરણનું દાસતાન તેમને જીવતાં જીવત શરૂ થયું. જુદી જુદી રડનારીઓના તરેહવાર સરોદ અને ટાહાકાથી દોલીબાનું ઘર ગાજી રહયું. અંતે કેટલીક સમજુ સ્ત્રીઓ અને મરદો વચે પડયા, અને આ કલબલાટ નરમ પાડયો, અને હીરાંબાઇને કોલનવાટર બરાંડી વગેરેથી પાછાં હુશયાર કીધાં. હીરાંબાઇ જેવાં હોશમાં આવયાં તેવાંજ પોતાનો પેલો કાલો પાટો જોશથી માથે બાંધ્યો, અને પોતાનાં બાપનું અધુરૂં રહેલું રડણુ પુરૂં કરવા બેઠાં! તે રડણુ એવું તો રસીલું અને સરસ છે કે, ભલી ભલી રડનારીઓએ તેને માટે હીરાંબાઇની તારીફ કીધી, અને મત આપયું કે બાપની એવી હેતવંતી દીકરી તે કોઇ દુનયામાં હશે નહી. પોતાનાં રડણમાં હીરાંબાઇએ દોલીબાની તારીફબી કીધી અને તેમને ભરમમાંની ભરમમાં થોડીક ગાલો પણ દીધી. વલી પોતાનાં માની તારીફ કીધી, અને પોતાની ધરમની માસીઓના ગુણ પણ ગાયા. એ મુજબ તારીફ અને ગુણની વાત પુરી થઇ કે ગાલો અને "પેહેરામણી" ની વારી આવી. તેમાં સોરાબશા અને શીરીનબાઇ ઉપર હીરાંબાઇએ પેટ ભરતી ગુરા

ગાલોનો વરસાદ વરસાવયો, અને એવું જણા-વયું કે, દાલીબા કંઇજ નહી પણ એનાજ સંતાપથી મરી ગયા. તે પછી તેવણે પોતાનાં સાસરાની પુઠ પકડી, અને જેમ મોએદો અફર ગાનમાં સઘલાંનાં જુદાં જુદાં નામો લઇને બ-ધાં રવાનોને યાદ કરે, તેમ પોતાનાં સાસુ. સસરા, નરણ, દેરાણી, જેઠાણી, દેર, જેઠ, સરવેને જુદાં જુદાં યાદ કરી તેમનું ખીલાઉપાડ કરવા લાગાં. તે પછી તેવણે પોતાનાં દુ:ખોનું દાસ તાન માંડયું; અને શેવટે એવો એકરાર કીધો કે "કેહેતીના સુના જેવા બાપ મરી ગયા તો હવે કેહેતી પોતે પણ તેમના ગમમાં થોડા દીવસમાં મરી જવાની!" વાંચનારી બાઇઓએ ધયાન-માં રાખવું કે, હીરાંબાઇનાં આ રડણનું એક એક વાકય છાતીપર એક એક ધપકારો લેવા સાથે પુરૂં થયું છે!

બીજા હાથ ઉપર હવે શીરીનબાઇને જુવો. તેવણની આંખમાંથી નવ ધાર આંસુ ગલતાં દેખાય છે, પણ તેમને મોડેથી એક હરફ નીક-લતો સંભલાતો નથી. પણ તે તો તયાં બેસવા આવેલી આઇ બાઇઓ વચે શીરીનબાઇની એક મોટી તકસીર થઇ પડી. હીરાંબાઇ અને તેમના વીચારને મલતી સ્ત્રીઓ બાપડાં શીરીનબાઇને ટુપી પીખી નાખવા લાગી કે,-"એને શું

સસરાનું લાગે! ગમે તે પણ એ તો પારકું લોહી! એને લાગતું હોય તો એ રડણ કરે કેની! એની છાતીમાં આગ બલતી હોય તો છાતી કુટે કેની!" આ સઘલી કાહાણી કીરત અને હીરાંબાઇની સઘલી ગાલો સાંભલતાં શીરીનબાઇના કાન ફાટી જાય છે, તોપણ તેઓ કશું ન બોલતાં તે સઘલાં ઊપર છુપો તીરસકાર નાખી પોતે ખામોશ રહે છે.

એવો ગડબડાટ અને રડણકુટણ દોલીબાનાં ચેહારામ સુધી ચાલયાં. ચેહરામ વીટાં જરા સમાધાની દેખાઇ, પણ તે દશમાં સુધીજ ચાલુ રહી. હીલ્લાંબોઈ જેવાં દોલીબાનાં દશમાંનાં ચપટાં ખાઈને પરવારયાં કે, વલી એક નવું રમખાણ માંડી બેઠાં. તેવણે કશો પણ વખત ન ખોહતાં ધનબાઇજીને ઊસકેરીને બાપનાં વીલ વારસાની વાત તાજી કીધી. વાંચનારી બાનુઓએ અહીં ધયાનમાં રાખવું કે, દોલોબાના ગુજરી જવા પછી સોરાબશા પોતાનાં બચાં છોકરાં સાથે પોતાનાં બાપનાજ ઘરમાં રેહેવા લાગા છે. તેથી હીરાંબાઇને લાગ્યું કે તેઓ બાપની માલ મીલકતમાં ભાગ પડશે; અને તેમ નહી બને તેટલા માટે તેઓએ તરેહવાર હીલાબાહાનાં કરીને વીલની વાત હમણાંને હમણાં તાજી કરી. સોરાબશાએ વાજબી રીતે કહયું કે,

બાવાની વરસી વીટા પછી સઘલું થઇ રેહેશે, પણ હીરાંબાઇ અને ધનબાઇજીએ તેમ કરવાને ના પાડયું, અને એકદમ ફડચો કરીને જે તે રસતો લાવવાનીજ હઠ પકડી. અંતે સોરાબશાને તેમ કરવાની ફરજ પડી, અને કેટલાક સમજુ આસામીઓ એ વાતનો ફડચો કરવા બેઠા. તેમાં હીરાંબાઈ અને ધનબાઇજીએ દોલીબાની સઘલી માલ મીલકત ઉપર પોતાનો જ દાવો જાહેર કીધો. તેની સામે સોરાબશા તરફથી એવું દેખાડવામાં આવયું કે, હું બાપનો દીકરો અને હકદાર વારેસ છું, અને તે જોડે દોલીબા પોતે મરતી વખત સઘલું મને આપવા ફરમાવી ગયા છે. હીરાંબાઈ અને ધનબાઇજીએ એ સઘલી વાતનો ઇનકાર કીધો, અને તકરાર આગલ વધતાં પોતાના ટેકામાં દોલીબાનું પેલું જુનું રદ થયલું વીલ હાજર કીધું!

અહીં વાંચનારી બાઇઓ ચોંકશે, અને હવે સોરાબશાને હારી બેઠેલા સમજશે; કાંકે દોલીબાનું છેલું અને ખરૂં વીલ જે સોરાબશાના લાભમાં હતું તે તો હીરાંબાઇએ હલુસે બાલી નાખયું હતું. પણ નહીં. ખરૂં વીલ બાલી નાખયા છતાં સોરાબશા પોતાનો વાજબી હક ઓહ્ડી બેસશે નહી. તેવણ જાતે ચાલાક અ-

ને દુરઅંદેશ છે; તેથી જયારે દોલીબાએ નવુ વીલ કીધું તયારે તેવણ સાહુચેતી રાખવાથી પછાત પડયા ન હુતા. તે વેલા તેવણે વીચારયું હતું કે હીરાંબાઈ જેવી એક કાવાદાવાવાલી સ્ત્રી કદાચ તે વીલ ફાડી પણ નાખે. એવો વીચાર કરીને તેવણે તે વીલની એક ખાસ નકલ પોતાને માટે કરાવી હુતી, અને તે ઊપર દોલીબાની સહી તથા બીજા ભલા ગરહુસથોની સાખ લઇ પોતાની પાસે સંભાલી રાખી હુતી. તે નકલ હમણાં તેવણને કામે લાગી! વલી ખરૂં વીલ તેજ છે, અને હીરાંબાઇ પાસેનું વીલ તો રદ થયલું છે એવી સાક્ષી, જેઓએ આ છેલું વીલ કરાવવામાં ભાગ લીધો હતો તેઓએ આપી. આથી સોરાબશાનો દાવો સાબેત થયો. હીરાંબાઇ અને ધનબાઇજીના હોશકોશ ઊડી ગયા, અને પોતાની બુરી ધારણામાં તેઓ તદન ઉંધાં પડયાં. દોલીબાનાં ઘર અને દોલતના માલેક સોરાબશા અને શીરીનબાઈ થઇ પડયાં, અને હીરાંબાઇ તથા ધનબાઇજીને, પોતાની સઘલી હુશયારી, સઘલી ખટપટ, સઘલા કાવા દાવા, અને સઘલી દોડધામ છતાં, તેમને આશરે રેહેવાની ફરજ પડી.

ઘણી સ્ત્રીઓ એવી કીનાખોર હોય છે કે, જયારે પોતાની કોઈ શતરૂ કે હરીફ સ્ત્રી પો-

તાના આશરા નીચે આવેછે તયારે તેની ઉપર કીનો લેવાને તેઓ તેને તાના મીણાં મારેછે અને તેને હેરાન કરી પોતે મોટાઇ અને ગરૂરી લેછે. તેમજ આપણાં શીરીનબાઈ પણ, પોતાનાં સાસુ અને નરણને, તેઓ પોતાને આશરે પડયા પછી, કરતાં હશે, એમ ઘણી વાંચનારી બાનુઓ વીચારશે. પણ નહી. શીરીનબાઇએ એવું સાંકડું મન અને કપટી દીલ જરાએ દેખાડયું નહી. ઓર તેવણ આગલું પાછલું સઘલું ભુલી જઈ પોતાનાં સાસુ અને નરણ તરફ ઘણાં માન અને માયાથી વરતવા લાગાં, તેમને વડપણ આપવા લાગાં, અને કોઇબી રીતે તેમનાં મનમાં જરાબી ઓછું નહી આવે અને દોલીબાના મોતનો ગમ તેઓ ભુલી જાય, એવી દરેક સંભાલ રાખવા લાગાં.

વાંચનારી બાઇઓ વીચારશે કે, તયારે હવે હીરાંબાઈ પણ પોતાની નરણ સાથે સાફ દીલથી કામ લેતાં હશે. પણ નહી હીરાંબાઇ જાતે કપટી, અદેખાં, એકલપેટાં અને ડોલઘાલુ છે; અને તેમનો તે ખવાસ હજુ પણ ગયો નથી. તેવણ હજુબી પોતાના ભાઇ ભોજાઇનું બુરૂં જ ઇછે છે; અને જયારે ખુલી રીતે તેમની સામે કંઇ થઇ શકતું નથી તયારે છુપી રીતે તેમને નુકસાન કરવાની કોશેશ કરેછે. આ નીચ

કોશેશ હીરાંબાઇએ બે રીતે ચલાવવા માંડી. તેમાં એક એ કે, સોરાબશાનાં ઘરમાંથી કપડાં, અનાજ, વાસણ વગેરેમાંથી જેટલું બની શકે એટલું છુપી રીતે ઊડાવીને પોતાની સહીમીતરીઓનાં ઘેરમાં ભરવું, અને તક મલતાંજ તે વડે જુદું ઘેર માંડીને રેહેવું. બીજું એ કે, કોઈ પેરો જાદુગર મેલવીને શીરીનબાઈ તથા સોરાબશાને કંઈ કરાવી મેલવું, કે જેથી અંતેબી બાપનું ઘર તથા દોલત પોતાનેજ મલે. પણ તેમની આ ધારણા ખોટી અને પાપી છે. તેમાં તે વણને ખોદાએ મદદ કીધી નહીં. મદદ કીધી નહોતો નહીજ પણ ઓર તેવણને તેમનાં આ સઘલાં બુરાં કરતુક માટે એક મોટી અને સખત સજા કીધી.

વાંચનારી બાનુઓ કદાચ વીચારશે કે આ સજા તે હીરાંબાઇ મરી ગયાં હશે. પણ ના તેમ નથી. હીરાંબાઇ મરી જાત તો હજુ સુખી ગણાત. એવાં કરપીણ માણસો જેમ જલદી મરે છે તેમ ઓછાં દુખી થાયછે. પણ ખોદાએ તેવી મોતની સજા કરીને હીરાંબાઇને તેમનાં પાપની સજા આ દુનીયામાં ખમવાથી બચાવયાં નહી. તેણે તેવણને જીવતાં રાખીનેજ તે મોટી સજા કીધી, અને તે સજા વલી તેમને પોતાનેજ હાથે કરાવી. તયારે તે સજા શું છે, તે

આપણે જોઇએ. હીરાંબાઇએ પોતાનાં ભાઇ ભોજાઇને કરાવી મેલવાનો જે ઠેરાવ કરયો તે પાર પાડવા માટે તેવણે એક પકો જાદુગર શો-ધી કહાડયો. આ જાદુગર એક મોટો ઠગારો બાવો છે. તેણે હીરાંબાઇને પેહેલે તો તરેહવાર વેહેમો આપાને અધુરાં તે પુરાં ખાલી કીધાં. તે પછી તેણે તેમને કંઇ ધંતર મંતરથી મંતરે-લું પડીકું આપયું, અને ફરમાવયું કે, એને સોરાબશાની ચાહેમાં છુપી રીતે નાંખવું, અને એ તેનાં પેટમાં જવાથી તે જનમનો ખાટલો સેહવતો થશે. અલબતે શીરીનબાઇને માટે પ-ણ હીરાંબાઇએ એવુંજ એક પડીકું માગયું. પ-ણ તે તુરત ન આપતાં પેલા બાવાએ પાછલથી આપવાને જણાવયું, અને તેનું કારણ એ કહ-યું કે, પેહલાં પડીકાંની અસર શું થાય છે તે જોવું જોઇયે. હવે બાવાએ આપેલું આ પ-ડીકું એક દીને સારી તક જોઇને હીરાંબાઇએ સોરાબશાને પીવાની ચાહેમાં નાખયું. તે ના-ખયું તો ખરૂં પણ તે સોરાબશાના પીવામાં આવયું નહી, કારણ તેમની કંઇ ગફલતથી તે ચાહે સોરાબશાને બદલે તેમનાં મા ધનબાઇજી ના પીવામાં આવી, અને ધનબાઇજીની ચાહે સોરાબશાએ પીધી ! તેની અસર એ થઇ કે, તરણ ચાર દીવસમાં ધનબાઇજી ખાટલે પડયાં.

અંહી વાંચનારી બાનુઓએ એમ સમજવું નહીકે, આ પડીકાંમાં કંઇ જાદુઈ હતી તેથી એમ બનયું. એ પડીકાંમાં જાદુઇ કસી હતી નહી. જાદુઇ અને ધંતર મંતર જેવી ચીજ દુનીયામાં છેજ નહી. તે છતાં એ પડીકાંથી ધનબાઇજી ખાટલે પડયાં તેનું કારણ એજ કે, તેમાં પેલા ઘાતકી બાવાએ કંઈ જેહેરી અસરની અને માણસને રીબાવીને મારી નાખે તેવી દવાઇની મેલવણી કરેલી હતી. તે મેલવણીની અસરથી ધનબાઇજીને ખહીના સરખું કંઇ દરદ લાગુ પડયું, અને સોરાબશાએ ઘણાબી ઉપાય કરયા તે છતાં તરણ ચાર માસ રીબી રીબીને કમબખત ધનબાઈજીએ પોતાનો પરાણ છોડયો. ધનબાઇજીનાં આ કમોતને માટે આપણને દલગીરી લાગે છે, તોપણ આપણે એમ કહીશું કે, એ તેમને પણ તેમનાં કાવાદાવા ભરેલાં કામની એક કુદરતી સજા થઇ તો તે ખોટું નથી.

ધનબાઇજીનાં મરણથી હીરાંબાઇનાં રાજનો, હીરાંબાઇની મગ્રખુદીનો, અને છેલે તેમની "સવા પોહરની જુવાકી" નો તદન અંત આવયો. "ચોરને પોટલે ધુલની ધુલ;" તેમ હીરાંબાઇ બાપનો વારસો પામયાં નહી તો નહી; માયને હસતકની ચીજો ઉચ્ચી ની-

ચી કરી શકયાં નહી તો નહી, પણ ઓ-
ર પોતાનાં મા અને બાપ બંનેને ઓહી ના-
ચાર નાવારેસ થઇ બેઠાં, અને ભાઇ ભોજા-
ઈના તાબામાં આવી પડયાં. ભાઇ ભોજાઇ જા-
તે અશરાફ છે, તેથી આવો વેલા "પડતાં ઊપર
પાટું" મારવા જેવું કરતાં નથી. ધનબાઇજીનાં
મરણ પછી તેઓએ હીરાંબાઇને કશી ઇજા
કીધી નહીં. તોબી "બલેલી સુતલી પોતાનો
વલ નહી મેલે," તેમ હીરાંબાઇ તેમના ઉપકાર
માં રેહેવાને હલકું વીચારે છે, અને હવે રહી
સહી સાસરે જવાની કોશેશ કરે છે! અને
પોતાને તેડાવા માટે સાસરે ઘેર ભલામણો પોં-
હચાડે છે! પણ તેમનાં સાસુ સસરા તેમજ વર
તેમની એ માગણી ધીકાર સાથ ના પાડે છે,
અને તાનો મારીને કહેવાડે છે કે, "જુવાની-
માં નહી ને ઘરડાં થયાં તયારે સાસરે શાનું
આવવા નીકલયાં? હવે તો નાખ કાપીને મુગાં
બેસો!" જયારે સાસરેથી ખાસડાં પડયાં તયા
રે હીરાંબાઈ હવે ભાઇથી જુદાં રેહેવાનો વી-
ચાર કરે છે! પણ જુદાં રહે કયાંથી? તેવણ
જાદુ મંતર અને ધુતમધાતમના વેહમમાં તદ-
ન ખાલી થઇ ગયાં છે. તેવણ પાસ હવે એક
ફુટી અરધી રહી નથી, એટલુંજ નહી પણ પો-
તે આજે હાડકેનાં છે તેથી બંધો કરીને પોતાનું

ગુજરાન કરવાની પણ તેવણમાં શકતી નથી. તેથી તેવણ પોતાની સહીઅંતરીઓ અને પેલી ધરમની માસીઓની મદદ માંગવાનો વીચાર કરે છે. તેવણે ધારયું કે, મારી સહીઓ અને માસીઓ એવી હેતવંતી અને વલી શકતી વાલી છે કે, મને પોતાના ખરચથી જુદું ઘેર માંડી આપશે, અને મને ફુલની પેઠે ઊંચકી લેશે. પણ તેમનો એ વીચાર અને ભરૂસો તદન ખોટો છે, એવું તેમને તુરતજ માલુમ પડયું. તેવણે જેટલીબી સહીઓ અને માસીઓ આગલ એ વાત કહાડી તે સઘલીઓ જાણે જાણતીજ નહી હોય તેમ કાનપર હાથ મેલવા અને "અખાડાની માય" કરવા લાગી. એક કહે "માય કેહેતી પાસે તો અરધી નથી!" બીજી કહે "માય હમારે તયાં તમારાં માયબાપે કંઇ થામલી ડાટેલી છે કે!" તરીજી કહે "માય એ તો ચહડતી પડતી દુનયા છે; વાસતે હવે હાકાટેકાનું પણ ભાઇ ભોજાઇનુંજ ધાન ખાવો!" ચોથી કહે "માય તમે ચાલતાં ચલણમાં કંઇજ તપાસયું નહી તયારે આજે હાડમાર થાવોચકેની!" એ પરમાણે તરેહવાર રીતે હીરાંબાઇને ઉપરનાં ઉપરથી ઊડાવવામાં આવયાં. કોઇ તેમને મીઠા બોલોથી વાહી કાહાડતું અને કોઇ તો તાના ટપલા મારીને બોર "દુખ પર

ડામ” દેતું. એમ કાં વારૂં ? હીરાંબાઇની આ હેતવંતી સહીઓ અને માય તોલની માસીઓ એમ કાં કરતી હશે ? વાંચનારી બાઇઓ ઇંતેજારીથી આ સવાલો પુછશે. તેનો જવાબ એટલોજ છે કે, હીરાંબાઇની હાલત હાલ પડતી છે, અને તેવણ પાસે આગલના જેવો ચીકાસ રહયો નથી. પણ એ કરતાંબી એક વધારે અગતનું કારણ છે. તે એ કે, જેમ આગલ હીરાંબાઇ અને તેમનાં મા ધનબાઇજી તરફથી તેમને ટુકડા મલતા હતા તેમ હવે મલતા નથી. આગલ તેમને ઘેર હીરાંબાઇ અને તેમનાં મા સરઅવસરે મીઠાઇના ખુમચા મોકલતાં, મોટી મોટી બાજો મોકલતાં, ઊંચાં પકવાનનાં ભોણાં મોકલતાં, તેમજ કોઇવાર વલી કંઇ કપડાં ચપડાંની ભેટ પણ મોકલતા. પણ હવે તેમાંનું કશું થતું નથી. તેથી આગલ જે હીરાંબાઇના “પગ ધોઇને પાણી પીવાને” તેણીઓ તઇયાર થતી, તેને મદદ કરવાની વખતે હવે તેણીઓ અખાડા કરે છે. અખાડા કરેછે એટલુંજ નહી પણ તેને ધીકારીને તેનેથી દુર રેહ છે. એ જોકે તેણીઓની નીમકહરામી છે ખરી, પણ એમાં હીરાંબાઇની તકસીર ઓછી નથી. તેવણે પોતાના માયજનીયા ભાઈ અને લાયકીવાલી ભોજાઇને દુર કરીને તેમને બદલે

આવાં નીચ, હલકાં અને મતલબી લોકો સાથ કામ પાડયું હતું, અને તે વેલા તેવણે જરા વીચાર પણ કીધો ન હતો કે, એમ કરવું કેટલું ખોટું અને નુકસાનકારક છે. તેનો બદલો હીરાંબાઇને હમણાં બરાબર મલે છે.

આપણાં હીલાબોઈ પોતાનાં મા મરી ગયા પછી પોતાનાં સાસરાંનો તેમજ સઘ્રી મીતરીઓ અને માસી કાકીઓનો આશરો મેલવવાથી કેવાં નીરાશ થયાં, અને ભાઈ ભોજાઇનો આશરો તજી જુદું ઘેર માંડવામાં કેમ નીષફલ થયાં, તે આપણે ઉપર જોયું. તે પછી તેવણે શું કીધું અને શેવટે તેવણ કેવી હાલતમાં આવી પડયાં તે હવે આપણે જોઇયે. સઘલી તરફથી હાડમાર થયાથી તથા સઘલી ધારણામાં નીપફલ થયાથી તેવણનાં મનમાં ભારે બેચેની અને ગભરાટ પેદા થયો, અને રાત દીવસ તેનું વમાસણ અને હાય, અફસોસ કરતાં તેવણનાં મન ઉપર ઘણીજ માઠી અસર થઈ. અંતે તેવણને "ઊલેદર" અથવા "હોલેદેલ"નો મરજ લાગુ પડયો. એ મરજ ઘણો મુજી છે. તે જેને લાગુ પડેછે તેના જીવને જરાએ સુખ શાંતી રેહતી નથી. એ મરજ જેમ પોચાં મનનાં માણસોને થાય છે, તેમજ હીરાંબાઇનાં જેવાં

કંકાસી અને કાવાદાવા ભરયાં માણસોને પણ થાય છે. કમબખ્ત હીરાંબાઇ પોતાની દોહડ ચતુરાઈથી કંઇ સારૂં ફલ તો નહીજ પામી શકયાં, પણ ઓર એવા બુરા મરજને આધીન થઈ પડયાં. પણ તેમની દોહડ ચતુરાઇનો અને તેનાં પરીણામનો છેડો અહીંજ આવયો નહી. તેવણે આ મરજને દુર કરવા માટે ઘટતા ઊપાયો કામે લગાડયા નહી. તેવણે ડાકટરની સલાહ કે દવા લીધાં નહી. તેને બદલે તેવણે પોતાની અસલી રીત પરમાણે ધુતારા જોશીઓ અને ઠગારા બાવાઓની સલાહ અને તેમના ઉપાયો લેવાને પસંદ કરયું. પણ જેમ પોતાનાં માનાં રાજમાં તેવણ એવા ધુતારાઓને ઘેર જેમ ગમે તેમ અને જયાં ગમે તયાં ભટકી શકતાં હતાં, તેમ હવે ભાઇ ભોજાઈનાં રાજમાં તેવણથી બની શકયું નહી. તેથી તેવણે એ કામ ચાંદણબાઇ ચુંચીને સોંફયું. ચાંદણબાઇ ચુંચી તેવણને ઘરનો બેહશતન ધનબાઇજીના વખતની એક ચાકરડી છે. તે ધનબાઇજી ગુજરી ગયાં તે છતાં હજુ હીરાંબાઇને વલગી રહેલી છે. જેમ હીરાંબાઇની સઘલી સહી મીતરીઓ અને ધરમની માસીઓએ હીરાંબાઇના પડતા વખતમાં તેવણને તજી દીધાં છે, તેમ આ ચાંદણબાઇ ચુંચીએ

કીધું નથી. તે હજુ પણ હીરાંબાઇ પાસે આ-વજાવ કરે છે. તેવણની સાથે હલુસેતલુસેની વાતો કરે છે, અને તેવણનાં ચોક્સ કામો ક-રે છે. પણ તેમ કંઇ તે વગર મતલબે કરતી-નથી. હીરાંબાઈ તેણીને પોતાના બાપજનમનાં કંઇ જુનાં ફાટાંટુટાં કપડાં અવાર નવાર આપે છે, તેની લાલચ ઉપર આ ચાંદણબાઈ ચુંચી તેમને ટાટે વલગી રહી છે.

હવે જયારે હીરાંબાઇને હોલેદેલ થયો તયારે તેવણે આ ચાંદણબાઈ ચુંચીની મારફતે કોઈ હુશયાર જોશીની ચીઠી મંગાવી. ચાંદણ-બાઇએ ભારે હીંમત અને ઉલટથી તે કામ માથે લીધું "અને બોલ બોલતાં" હીરાંબાઇને સારાં કરવાનું બીડું ઝડપીયું. પણ ચાંદણબાઈ ચુંચી તે ચુંચીજ ! ચુચાં, બારાં, કાનાં અને એવાંજ બીજાં ખોડયાલ માણસોમાં ચોક્સ બુરી ખોડ હોય છે. તેવી પુષકલ ખોડખાપણ આ ચાંદણબાઇ ચુંચામાં પણ છે. તેમાંની એક એવી છે કે. પટાવી ફુસલાવીને અને કોહતાં કાવતરાં કરીને પઇસા મેલવવા. તેમ તેણીએ હી-રાંબાઈના આ દાખલામાં પણ કરવા માંડયું. જોશીને આપવાને બહાને તે હીરાંબાઈ પાસેથી પઇસા લેયછે, પણ તે જોશી બોશીને આપતી નથી. તેને બદલે તે પઇસા પોતેજ રાખે છે,

અને પોતાની તરફથી જોશીઓના જેવી ચીઠી બનાવીને હીરાંબાઇને આપેછે. આ ચીઠી જયાં સુધી તે સાહીએ લખતી હતી તયાં સુધી તો કંઇ હરખત થઇ નહી. પણ એક દહાડે ચાંદણબાઇ સુંચીને એવોજ વીચાર આવયો કે, નવી જાતની ચીઠી બનાવી આપીને હીરાંબાઇને છક કરી નાખવાં. એવા મુરખાઇ ભરેલા વીચારથી તેણીએ રાતા સીંદુરથી લખેલી બે પાંચ જબરદસત ચીઠી હીરાંબાઇને મોટી ઊકમાહથી આપી, હીરાંબાઇએ તુરતજ સારાં થઈ જવાંની ઉલટ સાથે તે બધી બરોબર પી લીધી, અને જેવી પી લીધી તેવુંજ તેવણનું ગલું તદન બેસી ગયું!

ઘણી ખરી વાંચનારી બાઇઓ કદાચ જાણતી નહી હશે કે, સીંદુર ખાધામાં યા પીધામાં આવે તો તેથી શું નુકસાન થાયછે. સીંદુરમાં જેહરી અસર હોય છે, અને તે ખાવા યા પીવામાં આવવાથી ગલું બેસી જાયછે, અને તે પાછું સારૂં થવું ઘણું મુશકેલ હોયછે. તે હાલતમાં આપણા દોહડ ચતુર હીરાંબાઇ હવે ફસી પડયા. તેવણનું ગલું બેસી ગયું, તેવણનો આવાજ રૂધાઇ ગયો, અને તેવણ કોશેશ કરીને બોલે તયારે એકાદ બે બોલ મહા મુશકેલે નીકલવા લાગા, અને તે પણ ઘણા કઠોર અને બો-

ખરા નીકળવા લાગા. તેવણથી હવે કંઈ બો-
લાઈ શકાતું નથી, અને કોઇ સાથ વાતચીત
થઇ શકતી નથી. ભાઇ ભીખાઇની વીરૂધ બુરૂં
બોલતાં જયારે તેવણ કોઇજ રીતે અટકયાં
નહી, તયારે આ ઘણા સખત ઉપાયથી કુદરતે
તેવણને અટકાવયાં. તેમજ પોતાનું દુખ રડીને
કોઇનો દીલાસો લેવાથી પણ તેવણ બેનસીબ
થઇ પડયાં. પણ એટલાંમાંજ તેમની માઠી હા-
લતનો છેડો આવયો નહી. સીંદુર પેટમાં જ-
ઇને તેમનાં ભીતરમાં માઠી અસર થઇ તેથી,
અને તેવણનાં મનમાં નાસીપાસીનો મજબુત
લાગણી થયાથી, તેવણ વખત જતે તવાઇ ગ-
લાઇને ઘણાં દુબલાં થઇ ગયાં. તેમનું શરીર મો
તનાં ખોખાં સરખું થઇ ગયું, તેમનો ચેહરો
બેડોલ અને બીહામણો થઇ ગયો. અને તેમનાં
મોંડાપરનું લોહી માંસ તદન ઊડી ગયાથી તેનો
દેખાવ ચુસયાં સરખો અને ભીજલાંના આકા-
રને મલતો થઇ પડયો. એવા બેડોલ દેખાવ
વચે તેમનો ખોખરો અને ઘુરકતો અવાજ
મલવાથી, તેવણ દયા કરવા જોગ દેખાવાને
બદલે બીહીક અને રમુજ ઉપજાવે તેવાં દીસવા
લાગાં. ભરભાડુતનાં તથા મોહલાનાં છોકરાં તે-
મના દેખાવ અને આવાજ તરફ હસવા અને
રમુજ મેલવવા લાગાં. તેઓને મનથી હીરા-

બાઇ મોહ્લાનો એક "બાહુ" થઈ પડયો ! જયારે તેમને કંઇ બીજી રમત મલતી નહી તયારે તેઓ હીરાંબાઇને "બાહુ" કરી ચીડવીને રમુજ મેલવવા લાગાં. પણ વાત એટલાંમાંજ અટકી નહી. જયારે મોહોલામાં નાનાં બાલકો રડે તયારે તેમના ભાઇભાંડુઓ તેમને બીહીવાડે કે હીલ્લાબોઇને તેડું કે મુગું રેહેછે ! એક વખતનાં આપણાં ભારે જાહોજલાલી ભરેલાં હીલ્લાબોઇ, શેવટે પોતાનાં કરતુક મુજબ એવા દરજે પોંહચયાં છે !

પણ બીજા હાથ ઉપર આપણાં લાયકીવાલાં શીરીનબાઇની હાલત એથી તદન જુદીજ છે. તેવણ પોતાના ભરતાર જોડે, પોતાના મરનાર સસરાનાં ઘેર અને દોલતનાં માલેક થયાંછે, તેવણ શરીરે સુખી અને મનથી નચીંત છે. ખોદાની મેહરબાનીથી હવે તેવણને કશી પાંટીનું દુખ નથી. તેમનાં સુખ અને શાંતી વચ્ચે હીરાંબાઈ એક પીડા સરખાં ગણાય, અને હીરાંબાઇની કંગાલયત અને હાલહવાલી તેમનાં ઘેરમાં એક અપસગન બરાબર થઇ પડવી જોઇયે; પણ ભલાં અને માયાલુ શીરીનબાઇ તેવો વીચાર મુદલ રાખતાં નથી. તેવણ હીરાંબાઇને તદન નાચાર અને પાયમાલ થયલાં જોઈ તેમની તરફ વધારે દયા અને મેહ-

રખાની દેખાડે છે, અને પોતાથી બની શકે તેમ તેવણને રાજી રાખી રીજવવાની કોશેશ કરેછે. પણ કમબખ્ત હીરાંબાઇનો ખવાસ ખુદો તે ખુરોજ. એટલી બધી ભલાઇ છતાં તેવણ સં-તોષ પામતાં નથી, અને પોતાનાં મનમાં તેમનું બુરૂંજ ઇછે છે! પણ તેથી તેવણ પોતે દુખી થવા સીવાએ શીરીનબાઇને કંઇજ કરી શકતાં નથી. ઓર ભલાં શીરીનબાઈ પોતાના અ-મીરી ખવાસથી, પોતાના વહાલા ખાવંદ અને પયારાં બચાઓ સાથ સુખ, આબાદી અને સાહેબી ભોગવે છે; અને પોતાના રૂડા દાખ-લાની નકલ કરવાને દાતરડાંની વાંચનારી પો-તાની સેંકડો સખીઓને નમનતાઇથી ભલામ-ણ કરીને, તથા તેણીઓએ દેખાડેલી માયા મે-હેરબાની માટે તેણીઓના ઊપકાર માનીને, હવે તેમનાથી રૂખસત લેય છે!

સ મા પ્ત.